## 'સૌરાષ્ટ્ર'નાં પ્રકાશનો

કુરબાનીની કથાઓ
એશીઆનું કલંક
ડોશીમાની વાતો
રાણા પ્રતાપસિંહ
સૌરાષ્ટ્રની રસધાર (૧ થી ૫)
રાજ મુગટ
રાજારાણી
બે બાલ નાટકો
બુઝાતો દીપક (૧-૨)
કાંતના નાટકો
રઢીઆળી રાત (૧-૨-૩)
દેશબંધુ
ઝંડાધારી
દાદાજીની વાતો
શાહજહાં
કંકાવટી
સત્યવીર શ્રદ્ધાનંદ
છત્રપતિ શિવાજી
સોરઠી બહારવટીયા (૧-૨)
હુંગેરીનો તારણહાર
ચુંદડી
રાષ્ટ્રવિધાયકોનાં રેખાચિત્રો
સોરઠી સંતો

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર
રાણપુર

# · ઝું · ડા · ધા · રી ·

:: મહર્ષિ દયાનન્દ ::



ફૂલચંદભાઈ કોઠારી અને ઝવેરચંદ મેઘાણી

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર :: રાણપુર

# સૌરાષ્ટ્રનો નરશાર્દૂલ



મહર્ષિ દયાનન્દ

જન્મ
સં. ૧૮૮૧

અવસાન
કાર્તિક, ૧૯૪૦

# નિવેદન

'પયગમ્બર એના દેશમાં અને એના યુગમાં નથી પૂજાતો' એ કથન સૌરાષ્ટ્રના પયગમ્બર-પુત્ર દયાનન્દજીના સંબંધમાં અક્ષરશઃ સાચું પડયું છે. ધાર્મિક કલહો અને ક્લેશોથી ખરડાયેલા ગયા યુગમાં-ઓગણીશમી સદીમાં એ યુગસૃષ્ટા પુરૂષનાં સાચાં મૂલ ન મૂલવાય હોય એ શકય છે; પણ આજના નવયુગમાં યે એ પુરૂષની સાચી કીમ્મત ન મૂકાય, તેનો માત્ર પંથ-સ્થાપક તરીકે જ આંક અંકાય, એ અજુગતું છે.

આજે Greater Dayanand—મહર્ષિ દયાનન્દ અને Nation-builder Dayanand—રાષ્ટ્રવિધાયક દયાનન્દ સાવ ભૂલાઇ ગયા છે; અથવા તો એ મહત્તા ઘણી જ ઓછી પૂજા પામી રહી છે. સૌરાષ્ટ્ર તો એના એ સપૂતને સાવ ભૂલી ગયું છે. એ ભૂલ સુધારવા સૌરાષ્ટ્રની પ્રજાને નામે આ એક પ્રયત્ન છે.

સૌરાષ્ટ્રના પ્રતિભાવંત પુત્રોનો અને ભારતના રાષ્ટ્ર-સૃષ્ટાઓનો ગુજરાતને સાચો પરિચય કરાવવાનો 'સૌરાષ્ટ્ર'નો, બીજા અનેક અભિલાષો માંહેનો, એક અભિલાષ છે. એ જ દ્રષ્ટિથી 'દેશબંધુ'ની જીવનકથા ગુજરાતને ચરણે ધરી છે અને આજે આ 'ઝંડાધારી' જનતાને ચરણે ધરાય છે. એમાંથી ગુજરાતની પ્રજાને દયાનન્દની થોડી યે સાચી પિછાન મળશે અને ગત યુગની એ પરમ સમર્થ વ્યકિતને ભારતના પૂજનીય પુરૂષોના મંદિરમાં યોગ્ય સ્થાન અપાશે એવી મારી આશા છે.

પુસ્તક બે ભાગમાં વહેંચાયું છે. પ્રથમ ભાગ-મહર્ષિજીની જીવનકથા ભાઇશ્રી કકલભાઇ કોઠારીએ લખી છે અને બીજો ભાગ, જેમાં મહર્ષિની મહત્તાના દર્શક એમના જીવનના પ્રસંગો અપાયા છે, તે ભાઇશ્રી ઝવેરચંદ મેઘાણીની કલમની પ્રસાદી છે.

૬ ફેબ્રુઆરી : ૧૯૨૬ — અમૃતલાલ શેઠ



## બીજી આવૃત્તિ વેળા

આખરે, ખૂબ ખૂબ વાટ જોવડાવ્યા પછી, મહર્ષિ દયાનન્દજીની જીવનકથાની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે. આ આવૃત્તિમાં, બન્ને વિભાગના લેખનમાં સુધારા થયાની સાથે, જીવનકથાવાળા ભાગને અંતે 'આર્યસમાજનો યુગધર્મ' નામનું એક નવું પ્રકરણ ઉમેરાયું છે. તેમજ દયાનન્દજીના જન્મગૃહ અને તેમના મહાશિવરાત્રિવાળા ઐતિહાસિક પ્રસંગના સ્થાનક શિવાલયના ફોટાઓ આપવામાં આવ્યા છે. એ બન્ને બ્લોકો બદલ 'આર્યપ્રકાશ'વાળા બંધુ હરિશંકર વિદ્યાર્થીજીનો આભાર માનું છું.

૨ ઓકટોબર : ૧૯૨૮ — અમૃતલાલ શેઠ



—ને રાષ્ટ્રવિધાતા "વેદટંકારકારી" દયાનંદ—ગુજરાતના અનુપમ ને અણમોલા જ્યોતિર્ધરને આર્યતાનો દિગ્વિજય કરતા જોઉં છું. એની દ્રષ્ટિ વિશ્વકર્માની છે; એના હૈયામાં વનરાજની હામ છે; એના શબ્દમાં બ્રહ્માસ્ત્રની વિનાશકતા છે. કાર્તવીર્યનો ઝનુની વિજયપ્રેમ, બાણાવલી ભીમદેવની સચોટતા, ને હેમચંદ્રની અકલ્પ્ય વિદ્વતાની ઝાંખી કરાવતા, સંસ્કારભક્તિની એકનિષ્ઠામાં પરશુથી વિયોગી થયેલા પરશુરામ સમા, ને વૈરાગ્યની ઉગ્ર ને અસ્ખલિત સિદ્ધિમાં શુષ્કતા વીસરેલા તપોનિધિ હેમચંદ્રસુરી સમા આર્યાવર્તને સજીવન કરવા અમૃત શોધતા પ્રતાપી ને ભવ્ય મહર્ષિને ગુજરાતનો વિજયધ્વજ સિંધુતટે રોપતા જોઉં છું.

(ગુજરાતના જ્યોતિર્ધરો) **કનૈયાલાલ મુન્શી**



**આ અંગારમાંથી પહેલો તણખો** ઉડ્યો. મોરબીના બ્રાહ્મણ સ્વરૂપે એ તણખો બીજે પ્રાંતે ગયો.

શાસ્ત્રીય જ્ઞાનનો ભંડાર તેના હાથમાં હતો; વાચા તેની જીભે વસી હતી; વૈદિક ઋષિ સમો તેનો આત્મા પ્રબલ હતો. અને તેની નજર સંસ્કૃતિકારની હતી. આ નરવીર સનાતન નવ આર્યાવર્તના આ યુગનો પહેલો પ્રતિનિધિ બન્યો.

તેણે ચારે તરફ પ્રસરી રહેલા ભયનું માપ કાઢ્યું. તેને ઐતિહાસિક સાતત્ય અને સાંસ્કારિક અસ્મિતા વિના સંસ્કૃતિ બચાવવી અશક્ય લાગી. તેના બ્રાહ્મણ પૂર્વજોની સંસ્કારસંરક્ષક વૃત્તિઓ તેનામાં વ્યક્ત થઇ. તેણે સાંસ્કારિક અસ્મિતા ફરી પ્રગટાવી; એને પ્રતાપે યુગોના અંતર છતાં વેદનો ટંકાર ફરી સંભળાયો; ને પરસંસ્કારે પ્રસારેલી જાળને એણે પહેલી છેદી.

પણ દયાનંદનું કર્તવ્યક્ષેત્ર ગુજરાતની બહાર હતું. હૈહયોના આ દેશમાં માત્ર ધર્મથી જ સંસ્કાર જળવાય એવું કંઇ ન હતું.

(ગુજરાત-એક સાંસ્કારિક વ્યક્તિ) **કનૈયાલાલ મુન્શી**



# અનુક્રમ

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિરની
બીજી જીવનકથાઓ

રાષ્ટ્રવીર શિવરાજ

સત્યવીર શ્રદ્ધાનન્દ

દેશબંધુ

ઝગલુલ અને લેનીન

# સ્મરણ

દેશનું રાજકારણી ચણતર વારે વારે કથળતું દેખાય છે. માલવી-યાઓના અને મહાત્માઓના બાંધેલા સ્વાતંત્ર્યના કોટકિલ્લાઓ, અમદાવાદના પેલા પ્રાચીન ગઢ વિષે દંતકથા ચાલે છે તેમ, દિવસભર બંધાઇને રાત્રિએ જાણે કે કોઇ બાવાના મંત્રબળથી જમીનદોસ્ત થાય છે. એક ખળભળેલા ખુણાને સમારતાં સમારતાં જ જાણે બીજો ખુણો લથડીને નીચે ઢગલો થઇ પડે છે, કારણ કે એ રાજકારણી સ્વાતંત્ર્ય-દુર્ગના પાયામાં ધાર્મિક અને સામાજીક બંડખોરોના બત્રીસા પૂરેપૂરા દેવાયા નથી. એ ભવ્ય ઇમારતના તળીઆમાં જે કુસંસાર ને કુરૂઢિ રૂપી પોલાણો પડયાં છે, તેની અંદર ધાર્મિક અને સામાજિક સ્વતંત્રતાનાં ધગધગતાં સીસાં રેડાયાં નથી. માટે જ આજે દેશને દયાનંદ સાંભરે છે.

રાજ્યના કર નેરા કચરી નાંખે છે. પર સત્તા પોતાની વ્યાપારી યુક્તિ-પ્રયુક્તિ વડે અમારૂં દ્રવ્ય હરી જાય છે. અમલદારો રૂશ્વત ખાઇને અમને નિર્ધન બનાવે છે. મુડીવાદ અને યંત્રકારખાનાંઓ લોહી ચૂસે છે. રાજાધારી નામ ધરાવતો પ્રત્યેક આદમી અમારા દેશનો દૈત્ય છે. એ આપણો નિત્યનો પોકાર : પરિષદો ને કોંગ્રેસોના કકળાટ : પરંતુ દેશની ધાર્મિક સંસ્થાઓ અને ધાર્મિક સત્તાધીશોને હાથે હરાતા આપણા દ્રવ્યનો આંકડો કોઇએ કાઢયો છે ? ધર્માચાર્યોના ડંડાઓ આપણે ઘેરેઘેર ધૂમતા દેખ્યા છે ? અંધશ્રદ્ધા અને ધર્મભય ઉપર ચાલતી વિરાટ દુકાનદારીના હટફામાં પ્રવેશ પામતાં આપણાં ધનદોલત ગણ્યાં છે ? કરોડોને ગુજરો કરવાના મૂઠી ભાત પણ નથી તે દેશમાં પ્રભાતે પ્રભાતે ખડકાતાં દેવદેરાં ને દેવપ્રતિમાઓની નોંધ કરી છે કોઇએ ? કેટલા ગુરૂદ્વારાઓ, કેટલાં તારકેશ્વરો, કેટલા મહંતોના મઠો અને જગ્યાઓ આજ નિર્ધન હિન્દીઓની પાસેથી મનમાન્યા લાગા ઉઘરાવી ઉઘરાવીને રજવાડી વૈભવ વિલાસમાં ગળાબુડ ગરક થઇ મ્હાલી

રહ્યા છે, એનો સરવાળો નીકળશે ત્યારે દેશની માટીનું કણેકણ કાંપી ઉઠશે. રાજસત્તાની લુંટનો આંકડો એ આંકડાની આગળ ઝાંખો પડશે. એ સંપત્તિનાશ થતો નિહાળી નિહાળીને ચોધાર પાણીડાં પાડતું ભારતવર્ષ આજ દયાનંદને એમની બેતાલીસ વર્ષ પૂર્વેની સમાધિમાંથી સાદ કરે છે કે : મહર્ષિજી, તે દિવસ સંધ્યા કાળે, ગંગા મૈયાને કિનારે, સૌંદર્યમુગ્ધ બનીને બેઠાં બેઠાં, એક ઓરતને આપે પોતાના મરેલા બાળકને કાષ્ટને અભાવે ગંગાજળમાં ડુબાવતી દેખી, અને એ પ્યારા બચ્ચાના કલેવર ઉપર વીંટેલું કપડું પણ પાછું લઇ જતી જોઇ, તે વખતે એ માતાની નિર્ધનતા ઉપર જે વેદના આપે અનુભવેલી, તેનાથી તો દસગણી દરિદ્રતા આજ આપના વ્હાલા દેશમાં વર્તી રહી છે, અને એ નિર્ધનતાનાં પણ રક્ત શોષી શોષીને અમારી આલેશાન ધર્મસંસ્થાઓ રંગરાગ ઉડાવી રહી છે. તમારા વજ્ર–ખડગની આજ વાટ જોવાય છે.

કોઇ પણ રાજસત્તાએ પોતાનો દંડ નથી ઉગામ્યો કે ખબરદાર, તમારાં બાર બાર વરસનાં કમજોર બાલકોને, લગ્ન નામની જોગણીના ખપ્પરમાં હોમી દેજો ને તમારી કન્યાઓને ભણવા દેશો નહીં. છતાં આજે જ્યારે ગુલાબના ગોટા જેવાં સંતાનોને અકાળ લગ્નના ભોગ બનીને દરિદ્રતાની કે ક્ષયરોગની માટીમાં ખરી પડતાં જોઇએ છીએ, ઋષિ મુનિના વારસદાર મ્હોડાં ઉપર વીર્યહીનતા, વિષાદ અને વિકારની પીળી પીળી રેખાઓ દેખીએ છીએ, અને હિન્દુ બાલિકાઓનાં–કેંક સમરથોનાં ને કેંક જવલોનાં બલિદાનો સાંભળીએ છીએ, ત્યારે અવાજ નીકળી જાય છે કે મહર્ષિજી, આવો, આ રૂઢિઓની ભૂતાવળોને ધર્મ અને શાસ્ત્રનાં પ્રમાણો દેતી અટકાવો. નહીં તો અમારાં ચાહે તેટલાં ભગીરથ રાજકારણી આંદોલનો મિથ્યા જવાનાં.

રાજસત્તાએ તો પોતાની નિશાળોનાં બારણાં ઉપરથી 'આભડછેટ' શબ્દ ભૂંસી નાંખ્યો. એણે કોઇ દવાખાનાને દરવાજે 'અંત્યજોને મનાઇ'નું પાટીયું નથી લગાવ્યું, કે નથી એણે કોઇ દેવ-મંદિરમાં 'અસ્પૃશ્ય' જેવો મનાઇ-શબ્દ લખ્યો. છતાં એ બધાં કર્માલયો અને ધર્માલયોને દરવાજે જ્યારે એક બાજુ ધર્મઝનૂન નામના દૈત્યને ખુલ્લી તલવારે ખડો દેખીએ છીએ, તેની સામે શુદ્ધ હિન્દુ ઢેઢને રગરગતો જોઇએ છીએ, અને આઘે ઉભાં ઉભાં એને પોતાની પાસે બોલાવી રહેલાં ખ્રીસ્તાલયો, ખોજાખાનાંઓ અને મદરેસાઓ નિહાળીએ છીએ, ત્યારે પણ જોશભેર એ દયાનંદનો સ્વર સાંભરી આવે છે.

સરકારે આપેલી સસ્તાની કેળવણીને આપણે તિરસ્કાર દીધો. પોણોસો વર્ષમાં તો એણે રેડેલું ગુલામીનું વિષ આપણી નસેનસમાં પ્રસરેલું

આપણને લાગ્યું અને પછી આપણે કેળવણીને રાષ્ટ્રીય કરી દીધી. પણ આપણે શું જોયું ? કેવળ રાષ્ટ્રીયતાના પોશાકમાં સજ્જ થયેલી એની એ કેળવણી, એ જ પઠન પાઠન, એ જ પ્રમાદ, એવી જ ઘેલછાઓ, એવા જ તોર શોર, અને એનું એ લખલૂટ ખર્ચાળપણું. મહા પ્રભાવવન્તી વ્યક્તિઓની ફુંકે ફુંકે પ્રગટ થયેલી, પ્રજાના અલૌકિક વિશ્વાસથી વિભૂષિત બનેલી, પ્રજામાંના ગરીબમાં ગરીબનું પણ પોષણ પામી પ્રફુલ્લિત થયેલી, ને બે ઘડી પછી એ પ્રભાવશાળી વ્યક્તિઓના માત્ર પડછાયા જેવી જ થઇ પડેલી, મુવાને વાંકે જીવતી શિક્ષણ સંસ્થાઓને જોતાં જ આપણને યાદ આવે છે કે કાંગડી અને મથુરાનાં ગુરૂકુળો સ્થાપનાર સમર્થ કેળવણીકાર એક દયાનંદની આપણને આજે ભીડ પડી છે, આજ આપણે માત્ર નખરાંમાં જ પડી ગયા છીએ.

જો હિન્દુ ધર્મ આજ ત્રાજવામાં તોળાઇ રહ્યો હોય અને એ તુલાની સામે સારૂં ય જગત તાકી રહ્યું હોય, તો એ તુલાના છાબડાની અંદર દયાનંદના જીવન-તત્વને ધર્યા વિના આપણું વજન નથી વધવાનું. ભર સભામાં એને ગાળો આપીને જાન લેવા ધસી આવનાર એક પ્રચંડ જાટ પોતાના નેત્રોમાંથી લોહી વરસાવતો એને પૂછે છે કે "બોલ, તારા શરીરના કયા ભાગ પર પ્રહાર કરીને તારો-ધર્મઘાતીનો જીવ લઉં ?" "ભાઇ, તું જેને ધર્મ-ઘાત કહે છે, તે કરનારૂં તો આ દુષ્ટ મારૂં મસ્તક છે, માટે તેના ઉપર જ ઘા કર." એવો પ્રફુલ્લ ઉત્તર આપીને એ ઘાતકનું માથું પણ પોતાના ખોળાની અંદર નમાવી શકનાર એ અહિંસાવ્રતધારી : અને બીજી વેળા ખુલ્લું ખડગ ઉગામીને પોતાને ઠાર કરવા ધસી આવનાર રાવ કર્ણસિંહજીના હાથમાંથી એ ખુદ ખડગ જ ઝુંટવી લઇને, શિવ-ધનુ તોડનાર શ્રી રામચંદ્રજીની જ શાંત છટાથી એક જ હાથે ખડગના બે ટુકડા કરી રાવશ્રીને પાછા ક્ષમા દેનાર વીર : બન્ને એક જ હતા. એવું બ્રહ્મચર્ય ને એવું વીર્ય આજ હિન્દુ ધર્મ માગી રહ્યો છે. નહીંતર હિન્દુ ધર્મનો મૃત્યુ-ઘંટ વાગતો સાંભળીએ છીએ. આજ તો જગદ્વંદ્ય વ્યક્તિઓનાં ગળાં પણ બોલી બોલીને સોઝી ગયાં છે. અનમૂન શબ્દોના અને પવિત્ર શ્વાસોચ્છ્વાસના વ્યય દુર્વ્યય થવામાં હવે તો હદ વળી ગઇ છે. છતાં પ્રજા સળવળીને પાછી પોઢી જાય છે. તે વખતે એવા તેજની જરૂર છે કે જેના શબ્દનો રણકાર શતાબ્દિ શતાબ્દિ સુધી કરોડોના કાનમાં ગુંજી રહે, જેની ફુંકે મુડદાં મસાણમાંથી ઉભાં થાય.

આપણને-દેશી રાજ્યોની પ્રજાને તે મહર્ષિનો જીવન-સંદેશ એના મૃત્યુમાંથી મળે છે. રાજાઓ તો હરકોઇ જાતની જાગ્રતિના કટ્ટા શત્રુઓ

હોય એમ મનાયું છે. અને રજપૂતાનામાં તો એ દશા અતિ ઉગ્ર રૂપે વર્તી રહી છે. છતાં દયાનન્દે ત્યાં જઇ અખાડા નાંખ્યા. કૈક રાજમુગટો એની ચરણરજ ચુમવા માટે નીચા નમ્યા. ત્યાં એણે જ્ઞાનનો ઝાકમઝોળ દીવડો પેટાવ્યો. અને રાજાઓને વેશ્યાના છંદમાંથી છોડાવવા જતાં ઝેરને પણ અંગીકાર કરી લીધું. મોરબીની માટીનું ઋણ એણે મારવાડમાં જઇને ચુકાવ્યું. દેશી રાજ્યોને માટે એ રીતે મરી જાણનારાઓની આજે જરૂર પડી છે.

એને અન્યાય થયો છે. અને કયા દેશમાં એવા દેવદૂતો પોતાની હૈયાતી દરમ્યાન ઇન્સાફ પામી શક્યા છે? પરંતુ મહર્ષિને મળેલો ફિટકાર તો હિન્દ માતાના હૈયા પર તાજા પડેલા ઘા જેવો છે. નિન્દુકોએ તો 'દયા નંદ' એટલે 'મૂર્તિભંજક' એનો જ નાદ કરોડો કાનમાં ભરી દીધો, અને શ્રદ્ધાળુ હિન્દુ સમાજ એ વિષ વગર જોયે ગળી ગયો. પણ ક્યાં ગઇ એની બીજી વિભૂતિઓ ? બ્હેનનું શબ દેખીને જન્મેલો વૈરાગ્ય, વિવાહનો વિમોહ, સત્યની શોધમાં એક કૌપિનભરનો રઝળપાટ, ગુરૂદેવની અકારણ મારપીટ પ્રત્યે સમભાવ, ગુરૂદક્ષિણામાં ભારતવર્ષને સેવવાના શપથ, વેદવાણીનો બુલંદ ઘોષ, ઠામઠામ વિજયટંકાર છતાં નિરાભિમાનતા ને નિર્મોહ, ભારોભાર મર્મવેધિપણું ને ભારોભાર સૌમ્યતા, મૂર્તિભંજક છતાં નાગાપૂગાં બાળકો વચ્ચે ખેલતી નાની કન્યાઓમાં વિરાટ માતાનું દર્શન અને નમન, પ્રચંડ ભુજબળ છતાં નિન્દુકોએ નાખેલ મળમૂત્ર અને વરસાવેલી મારપીટ પ્રત્યે સ્નેહમયી ઉદાસીનતા, વારંવારના વિષ–પ્રયોગો સામે પણ દયામય હાસ્ય, નવા શિક્ષણનો કે પાશ્ચાત્ય સંસ્કૃતિનાં રંગનો એક સહસ્રાંશ પણ પાશ ન હોવા છતાં આજ પચાસ પચાસ વર્ષ સુધી પણ બેનમૂન રહેલા એવા એમના શિક્ષણ–પ્રયોગો ને સંસાર સુધારાઓ, અને આખરની ઘડી આવી તે વખતે પોતાના એ સમસ્ત સામ્રાજ્યનો બોજો વિના અચકાયે ફગાવી દેવાની, અનંતની સાથે તલ્લીન થઇ જવાની વિરક્ત દશા : એમાંનું કશું ય શું વંદવા જેવું ન લાગ્યું ? એક સુધારક કે બળવાખોર કહીને એને ન પતાવી શકાય. એ તો યુગાવતાર હતો. બે હજાર વર્ષ પછી કોઇ આરનોલ્ડ આવીને 'Light of India' "ભારતનો પ્રકાશ" નામે કાવ્યમાં જ્યારે મહર્ષિને અમર કરશે, ત્યારે જ હિન્દુ—જો હિન્દુ જીવતો હશે તો–એ કાવ્યધારામાં પોતાની નેત્રધારા તે દિવસે વ્હેતી કરશે.

# મહર્ષિજીનું જન્મસ્થાન



(ટં. સ્વામી મ. દયાનંદનો જન્મ થયો)

# ત્રણ અવાજ

## (૧)

જેના કિનારાને ઘુઘવતો મેરામણ મોતીની છોળો ઉછાળીને દિવસરાત ધોઇ રહ્યો છે એવા આ સૌરાષ્ટ્ર દેશને જાણે એના સરજનહારનું એક વરદાન છે. જ્યારે જગત્માર્ગ શૂન્ય બને, જ્યારે ભારતવર્ષમાં અંધકાર છવાઇ જાય, ત્યારે અંધારે આથડતા એ જન–સમુદાયના જીવન-પંથે દીવો ધરનારો એકાદ ઝંડાધારી અવધૂત આ સૌરાષ્ટ્રની ઝાડીઓમાંથી નીકળે છે. પાંચ હજાર વર્ષ પૂર્વે, કનકના કાંગરાએ કરી એ કાળની દુનિયાને અમરાપુરી જેવી લાગતી સુવર્ણમયી દ્વારામતીના સિંહાસનેથી, કુરૂક્ષેત્રના સમરાંગણ ઉપર અર્જુનને ફરીવાર ગાંડિવ સજાવનારી ગીતાના ગાનારા શ્રી કૃષ્ણચંદ્ર સૌરાષ્ટ્રમાંથી લાધ્યા. શ્રી યદુનન્દને રચેલા એ કીર્તિમંદિર ઉપર જાણે સુવર્ણ–કળશ ચડાવવા, આજથી બરાબર એકસો એક વર્ષ પૂર્વે, વેદોદ્ધારક બ્રહ્મમૂર્તિ દયાનન્દ સરસ્વતી આ ટંકારાની ધરતીમાંથી પ્રગટ્યા. અને આજે યોગીઓમાં યોગીશ્વર સમા, તપસ્વીઓમાં તપસ્વીવર સમા, બુદ્ધિપ્રતિભા અને હૃદયઔદાર્યે વિશ્વવંદ્ય બનેલા મોહનદાસ ગાંધી પણ

સૌરાષ્ટ્રનું જ રત્ન છે. જગતના તારણહારોની કોટિમાં સ્થાન પામે એવી આ ત્રણે વિભૂતિ એ ભારતવર્ષને ચરણે સૌરાષ્ટ્રની ભેટ છે. એ સૌરાષ્ટ્રનું સુભાગ્ય છે. એ સૌરાષ્ટ્રનો મોંઘો ભાગ્યાધિકાર છે.

(૨)

કૃષ્ણચંદ્ર, દયાનન્દ, મોહનદાસ : એ વિભૂતિત્રય માંહેના મધ્યસ્થ મહર્ષિ દયાનન્દ સરસ્વતી—પૂર્વાશ્રમના મૂળશંકરનું જન્મસ્થાન મોરબી રાજ્યનું ટંકારા ગામ. વનરાજ કેસરીઓ જેમ સૌરાષ્ટ્રનાં ગિરિ-ગહ્વરોમાં જ નીપજે છે તેમ આ પુરૂષસિંહે પણ મોરબીના એ પહાડી પ્રદેશમાં, ૧૮૨૬ની સાલમાં, એક આષાઢી સંધ્યાએ તેની બાળ—આંખો ઉઘાડી આ સૃષ્ટિને પ્રથમપહેલી નિહાળી. એના પિતાનું નામ કરસનજી. પિતાને ક્યાંથી ખબર હોય કે તેને ઘેર આર્યત્વનો ઉદ્ધા-રક અવતર્યો છે ? એટલે, પુત્રજન્મથી હર્ષઘેલાં બનેલાં માતાપિતાએ તો જેમ સામાન્ય પુત્રનો જન્મ ઉજવાય તેમ આ મૂળશંકરનો જન્મ ઉજવ્યો. ટંકારાના જમી-નદારના ગૃહને શોભે તેવી રીતે કરસનજી મહારાજે મૂળશંકરના જન્મની વધાઈના આખા ગામમાં ગોળ—ધાણા વહેંચ્યા.

મૂળશંકરના પિતા કરસનજી ગામના મુખ્ય જમીન-દાર હતા, ખેડુતોના શરાફ હતા, અને સાથે સાથે મોરબી રાજ્યની જમાદારી કરતા. તેમની જ્ઞાતિ ઔદિચ્ય બ્રાહ્મણ અને તેમનો ધર્મ શિવધર્મ. કુટુમ્બ વિશાળ હતું. ઘર—આંગણે લક્ષ્મીદેવીની કૃપાદૃષ્ટિ વરસતી. આખા પરિવારની

શિવજીમાં અચળ આસ્થા ઉભરાતી. સૌના મ્હોં ઉપર ધર્મશીલતાની રેખાઓ અંકાયેલી રહેતી. કરસનજી ત્રવાડી તો અહોરાત્ર શિવ–ઉપાસનામાં જ મગ્ન રહેતા.

એવા ધર્મમય વાતાવરણમાં મૂળશંકરનાં પ્રથમ પાંચ વર્ષ ખૂબ લાલનપાલનમાં વીતી ગયાં. કળી ઉઘડીને ખુશબોદાર ફુલ ખીલવા માંડ્યું. મૂળશંકરને માયાભર્યા પિતાએ દેવનાગરી કક્કો શીખવવો શરૂ કર્યો. ધર્મગ્રંથોમાંથી શ્લોકો ચૂંટી ચૂંટીને એનો મુખપાઠ મંડાયો. આઠમે વર્ષે યજ્ઞોપવીત–સંસ્કાર કરવામાં આવ્યા. ત્યારબાદ તો સંધ્યાના મંત્રો અને વેદગાયત્રીના શ્લોકોનું શિક્ષણ જોશભેર ચાલ્યું. પિતા કે કાકા જ્યાં જ્યાં યજમાનોમાં કથા વાંચવા કે યજમાનવૃત્તિ કરવા જતા ત્યાં ત્યાં મૂળશંકરને સાથે જ લઈ જવાનો શિરસ્તો પડી ગયો.

પુત્રને કુલધર્મમાં પાવરધો કરવાની પિતા ખૂબ કાળજી રાખતા. મૂળશંકર પાછળથી, પોતાને અને પૂર્વજોને પગલે ચાલે અને ચુસ્ત શૈવ તરિકે કુટુમ્બનો વારસો શોભાવે એ કરસનજી ત્રવાડીના જીવનની એક પ્રબળ અભિલાષા હતી. એ ઉદ્દેશથી ત્રવાડીજીએ મૂળશંકરને શિવાલયે સદા સાથે લેવા માંડ્યો. તેને શિવપૂજા શીખવી. શિવરાત્રિએ અને એવાં મહાપર્વોએ ઉપવાસ વગેરે વ્રતો આચરવાનો ધર્મ એના અંતરમાં ઉતાર્યો. એવા દર પર્વે ધર્મઘેલા પિતાજી મૂળશંકરને ઉપવાસની ફરજ પાડતા; અને મૂળશંકર મહા વ્યથાપૂર્વક એ વ્રત આચરતો. કેટલી યે. વખત એવી ફરજથી તેને બહુ કચવાટ થતો. ભૂખ વેઠાતી નહીં અને પિતાની

બીકે ઉપવાસ તજાતો નહીં. આખરે પુત્રવત્સલ માતા વચ્ચે પડી મૂળશંકરનું દુઃખ ટાળતી. આ છતાં, પિતાને પુત્રનો વિકાસ જોઇ સંતોષ રહેતો.

(૩)

મૂળશંકર ચૌદ વર્ષનો થયો. એ વર્ષની મહાશિવરાત્રિએ એના જીવનમાં એક એવો પ્રસંગ બની ગયો કે જેણે તેની જીન્દગીના જહાજની દિશા જ બદલી નાંખી અને તેના પિતાની બધી આશાઓના ચૂરેચૂરા કરી નાંખ્યા. સિદ્ધાર્થકુમારને વૃદ્ધાવસ્થા અને મૃત્યુનું–માનવદેહની ક્ષણભંગુરતાનું જ્ઞાન થયું અને જગતને નિર્વાણ બોધનારા બુદ્ધદેવ મળ્યા : તરૂણ ન્યુટને વૃક્ષ ઉપરથી ફળને નીચે પડતું જોયું અને વિશ્વના વિજ્ઞાનમાં પલટો લાવનારો ગુરૂત્વાકર્ષણનો નિયમ આપનારા વિજ્ઞાનાચાર્ય ન્યુટનની દુનિયાને પ્રાપ્તિ થઇ : તેમ એ મહારાત્રિ પણ મૂળશંકરના અંતરમાં આર્યત્વના ઉદ્ધારક પરમ યોગીવર દયાનન્દ સરસ્વતીની સ્થાપના કરનારી પરિવર્તન–રાત્રિ બની ગઇ. એ રાત્રિને સ્વામીજીનો અનુયાયી–સંઘ 'દયાનન્દ બોધ–ઉત્સવ' તરીકે ઉજવે છે. મૂળશંકરના જીવનમાં એ પ્રસંગ ન આવ્યો હોત તો ? તો દંભ, પાખંડ, અધર્મ અને અનાચારની સામે સિંહગર્જનાએ ગર્જી, એ દાનવના સામ્રાજ્યને જમીનદોસ્ત કરનાર અને હિન્દુત્વના સૂર્યનો પુનરૂદય સિદ્ધ કરનાર સતનો લડવૈયો, કદાચ, ભારતવર્ષને ન લાધત; તો મૂળશંકરને કુટુમ્બની પ્રતિષ્ઠા સાંચવનારો પુત્ર તૈયાર કરવાની કરસનજી ત્રવાડીની મહેચ્છા સફળ થાત. પણ કિરતારની ઇચ્છા મૂળશંકરને માત્ર જમીનદાર બનાવવાની નહીં, પણ તેને કૃષ્ણ

અને બુદ્ધ, ક્રાઇસ્ટ અને મહમ્મદ, કોન્ફ્યુશીયસ અને નાનકદેવ જેવા ધર્મવીરોની હરોલમાં ઉભનારા પયગમ્બર બનાવવાની હતી. અને આખરે તો, પરમેશની ઇચ્છા જ પાર પડે ને ?

એ ૧૮૪૦ ની સાલ. મહા મહિનાની અંધારી ચૌદશને શૈવો શિવરાત્રિનું મહા પર્વ ગણીને ઉજવે છે તે મુજબ, એ વર્ષની શિવરાત્રિએ મૂળશંકરને સાથે લઇ કરસનજી શિવમંદિરે ગયા. આખી રાત પૂજનવિધિ ચાલવાની હતી. સૌ પૂજારીઓએ જાગરણ કરવાનું હતું. પણ આખો દિવસ ઉપવાસ રાખીને લોથ બની ગયેલા મૂળશંકરના પિતા અને તેમના સાથીઓ આખી રાતનું જાગરણ કરી શક્યા નહીં. શિવલિંગ પ્રત્યે નજર રાખી, એકાગ્ર ચિત્તે માળાના પારા ફેરવતા ફેરવતા બધા બ્રાહ્મણદેવોની આંખો ઘેરાઇ અને સૌ પોતપોતાને આસને ધીમે ધીમે ઢળી ગયા. મધરાતને સમયે માત્ર જાગતો બેઠો હતો એક મૂળશંકર.

શિવાલય, ગામને પેલે પાર શ્મશાનને કાંઠે ઝાડીમાં અટુલું ઉભું હતું. અંધારી ચૌદશનો ચોમેર અંધકાર જામ્યો હતો. સર્વત્ર મધરાતની ભયાનક શાન્તિ વર્તતી હતી. એ વાતાવરણમાં, મહા મહિનાની દુઃસહ ટાઢથી ધ્રૂજતો અને શરીર સંકોડતો મૂળશંકર શિવાલયના એક ખુણામાં ગુપચુપ બેઠો હતો. નિદ્રાને હઠાવવા તે વારંવાર પાસેના વાસણમાંથી પાણી લઇ આંખો ઉપર ચોપડતો હતો અને ટાઢને ઓછી કરવા ધીમે સાદે, થોડી થોડી વારે, સંસ્કૃત શ્લોકો બોલતો હતો. આખા શિવાલયમાં માત્ર શિવલિંગ પાસે ઘીનો ઝીણો દીવો ટમ ટમ બળતો હતો.

..

એકાએક કંઇક સંચાર થયો. મૂળશંકરે સાવધ બની અવાજની દિશામાં કાન માંડ્યો. સંચાર વધતો ચાલ્યો. તે સાવધ બની ઉભો થયો. અને શિવલિંગ પાસે પહોંચ્યો. તેણે જોયું તો ઉંદરડાઓ શિવજીના લિંગ પર દોડાદોડી કરી રહ્યા હતા અને તેમની પાસે ધરાયેલી પ્રસાદી પ્રસન્નતાપૂર્વક આરોગતા હતા. મૂળશંકર સ્તબ્ધ બની ગયો. તેણે પળવાર પોતાની સામેના દૃશ્યને સાચું ન માન્યું. પણ ત્યાં તો, મૂળશંકરને મૌનભાવે ઉભેલો ન દેખનારા મુષકોએ જોરશોરથી દોડાદોડી માંડી. ઉંદરોએ શિવજીના માથા ઉપર નાચ માંડ્યો અને શિવજીના દેહને ગલીચ કરવા લાગ્યા. મૂળશંકરથી એ ન જોવાયું.

" આ શિવજીની મૂર્તિ ? વિશ્વનો પ્રલય કરવાનું સામર્થ્ય ધરાવનારા, ભગવાન રૂદ્ર આ પોતે ? કૈલાસના સ્વામી, કરમાં ત્રિશૂલ ધારનારા, વૃષભરાજ ઉપર સવારી કરનારા, ડમરૂ બજાવનારા, તાંડવનૃત્ય કરનારા, સ્વેચ્છા મુજબ આ જગતના પ્રાણીઓ ઉપર શ્રાપ કે આશીર્વાદ ઉચ્ચારનારા, સર્વના નિયંતા શિવજી આ હોય ? અને એવા પરમ સામર્થ્યના પતિ આ મુષકોને આમ પોતાનો દેહ બગાડવા દે ? એ ત્રિપુટધારીની આવી અનાથ, અવાક્, દશા હોય ? ના. આ શિવજી ન હોય, આ શિવજીની મૂર્તિ યે ન હોય. " એવી વિચાર–પરંપરાએ મૂળશંકરને ઘેરી લીધો. મુષકોની લીલા અને શિવજીની ચુપકીદી : એ બન્ને વસ્તુનું તેના મનમાં કોઇ રીતે સમાધાન ન થઇ શક્યું. મૂળશંકરના મનમાં ભારી મુંઝવણ ઉભી થઇ. મૂળશંકર મૂર્તિપૂજક શૈવ મટી,

મૂર્તિપૂજા સામે બંડ જગાવનાર દયાનન્દ સરસ્વતી જન્મવાની ઘડી આવી પહોંચી.

વિહ્વળ બનેલા મૂળશંકરે, તેના સંશયો રોકી નહીં શકવાથી, પિતાને જગાડ્યા અને વિનયપૂર્વક મનમાં ઉભરાતી બધી આશંકાઓના ઉત્તર માગ્યા. પિતા પુત્રના મનનું સમાધાન કરી શક્યા નહીં. થોડો ડારો અને થોડા જવાબો આપી, મૂળશંકરને માળા ફેરવવા બેસી જવા આજ્ઞા દીધી. મૂળશંકર પાછો શિવાલયના ખૂણામાં બેસી ગયો. પિતાજી પાછા પોઢી ગયા.

પણ પિતાના અપૂર્ણ ઉત્તરોથી મૂળશંકરનો વિરોધ શાન્ત ન થયો, ઉલ્ટો ઉગ્ર બન્યો. તેનો નિર્ણય થઇ ચૂકયો કે આ શિવજી ન હોય, આ પાષાણ છે. પિતાને ઉંઘતા મૂકી મૂળશંકર એકદમ ઉભો થયો; અને એ અંધારી રાતે, નદી અને શ્મશાન વીંધીને એકલો ઘેર દોડી ગયો. ઘેર પહોંચીને માતાને જગાડી અને ઉપવાસ તોડ્યો; પછી આખી રાત આ પ્રસંગ ઉપર વિચાર કરતો પથારીમાં આળોટ્યો. મૂળશંકરના જીવનમાં ચૌદ વર્ષની વયે બનેલી આ ઘટનાએ આર્યસમાજના સ્થાપકમાં મૂર્તિનો વિરોધ જન્માવ્યો.

(૪)

એ મહાશિવરાત્રિ પછી બીજી બે એવી શિવરાતો ચાલી ગઇ. એ બે વર્ષ દરમ્યાન મૂળશંકરના જીવનમાં કોઇ મહત્ત્વનો બનાવ ન બન્યો. એનો મૂર્તિવિરોધ માત્ર મનમાં જ દ્રઢ બનતો જતો હતો. કુટુમ્બને કે આસપાસની દુનિયાને મૂળશંકરના એ મનોમન્થનની

ભાળ ન્હોતી. મૂળશંકર કિંચિત્ જ શિવમંદિરે જતો. તેનો સંસ્કૃતનો અભ્યાસ પિતાની દેખરેખ નીચે વધતો હતો. બીજી તરફથી કરસનજી મહારાજે મૂળશંકરને જમીનના અને ધીરધારના કામની કેળવણી આપવાનું શરૂ કર્યું હતું. પણ ત્યાં તો મૂળશંકરના માનસિક વલોપાતને વધારે વ્યગ્ર બનાવી મૂકે એવો એક પ્રસંગ બની ગયો.

એક રાત્રે મૂળશંકર, તેના પિતા અને કાકા અને સૌ કુટુમ્બ–પરિવારના સંગમાં, ગામમાંજ એક સ્વજનને ઘેર વિવાહની ઉજાણીમાં ગયો હતો. આખું મંડળ, ભોજન પછી બહાર ચોગાનમાં, ચાન્દનીના પ્રકાશમાં સંગીત–ગાનનો આનન્દ માણતું બેઠું હતું. એકાએક એક અનુચર ચોંકવનારા સમાચાર લઈને આવ્યો કે નાનાં બેનને કોગળીઉં વળગ્યું છે. આખું મંડળ, હાંફળું ફાંફળું ઘેર પહોંચ્યું અને ગામડામાં બની શકે એવી સરસમાં સરસ સારવાર છતાં, મૂળશંકરની નાની બેન, માત્ર બે કલાકમાં જ ભાઈને છોડી કોણ જાણે કયાં ચાલી નીકળી ! આખા ઘરમાં રોકકળ મચી રહી. કાચી ઘડીમાં જમડો સાજી નરવી બેનને ઝુંટવી ગયો, એ કાળજું ચીરનારી કહાણી ઉપર આખા કુટુમ્બે હૃદયફાટ રડવા માંડયું. માત્ર અચળ, મુખ ઉપર શોકની છાયા વિનાનો, ગંભીર ઉભો હતો એક મૂળશંકર. એની વ્હાલી બેનનું શબ ભાળી ન તો એની આંખમાં આંસુ આવ્યું, કે ન તો એના મુખમાંથી એક ઉનો નિસાસો નીકળ્યો. ખરી રીતે તો બેનના વિયોગથી ભાઈને અસહ્ય દુઃખ થતું હતું–એટલું અસહ્ય કે તેનાં આંસુ અને તેના નિસાસા ગુંગળાઈ મર્યા હતા. એ વખતે, બેનનું કારમું મૃત્યુ જોઈ ભાઈ જીવન-

મરણના ફૂટ પ્રશ્નો વિચારતો હતો. તે જીન્દગીની ક્ષણભંગુરતાનાં કારણો શોધતો હતો. સોળ વર્ષનો એ તરૂણ અક્ષય અને અમર બનવાની કોઇ સંજીવનીને માટે તલસતો હતો. મૂળશંકરના આ વર્તાવથી સૌ કુટુમ્બીઓને ભારે અચંબો થયો. પણ, એ છતાં, એનનું મૃત્યુ મૂળશંકરના મન ઉપર સજ્જડ છાપ મૂકી ગયું. એના અંતરમાં વૈરાગ્યે આસન માંડયાં. ૧૮૪૦ની શિવરાત્રિએ શરૂ થયેલો માનસિક વિગ્રહ પાછો વિશેષ જોરથી મંડાયો.

(૫)

વળી પાછી બીજી બે શિવરાત્રિઓ ચાલી ગઈ. મૂળશંકર અઢાર વર્ષનો યુવાન બન્યો. બધા જખ્મોને રૂઝાવી દેનાર અને બધા વ્યાધિઓને વિસરાવી દેનાર કાળદેવે મૂળશંકરને પાછી મનઃશાન્તિ બક્ષી. જાણે એ મૂર્તિવિરોધ અને એ મનોવૈરાગ્ય શમી ગયા હોય તેમ મૂળશંકર પાછો કુટુમ્બના કામકાજમાં ગુંથાવા લાગ્યો. તેનું શિક્ષણ બંધ થયું હતું. વૃદ્ધ પિતાનો બધો વહીવટ જુવાન પુત્રને માથે મૂકાયો હતો. મૂળશંકર જીન્દગીની ક્ષણભંગુરતા ભૂલી, તેને માટે નિદિષ્ટ થયેલું કાર્ય ચૂકી, સંસારના વહેનમાં ઘસડાતો હતો; પણ ત્યાં તો એ મહાપિતાએ, સૌના હલનચલનની દોરીઓ ખેંચનારા એ સર્વસત્તાધીશે, એક નવો પ્રસંગ યોજી મૂળશંકરને ત્રીજો અવાજ દીધો. મૂળશંકરનો આત્મા ફરીવાર જાગ્રત બન્યો. મૂળશંકરના ગૃહત્યાગની સંધ્યા નજીક આવી પહોંચી.

મૂળશંકર ઉપર પિતા જેટલું જ વાત્સલ્ય વરસાવતા મૂળશંકરના એક કાકા હતા. મૂળશંકરને પણ એ કાકા ઉપર અપાર હેત હતું. કાકાને મૂળશંકર પોતાના ગુરૂ માનતો, પોતાના ઉચ્ચ સંસ્કાર અને ઉન્નત આશયોના જનક સમજતો. બે વર્ષ પહેલાં જે કોગળીઉં નાની બેનને કુટુમ્બની સોડમાંથી ઝડપી ગયેલું એજ કોગળીએ કાકા ઉપર નિશાન માંડયું. કાકા પટકાયા. બેનના રામ બે કલાકમાં ઉડી ગયા હતા; પણ કાકાની બિમારી બે દિવસ ચાલી. અને એ લંબાણ મૂળશંકરને ઉલ્ટું વિશેષ અસહ્ય થઇ પડયું. સરસ તબીબી સારવાર ચાલી. પણ કાળ–શિકારીએ તેના શિકારને છોડવાની સાફ સાફ ના સંભળાવી. કાકા ચાલ્યા. ચાલતી વખતે છેલ્લી ઘડીએ પ્રાણથીએ અધિક પ્રિય ભત્રિજાને પાસે બોલાવી કાકા આશિર્વાદ ઉચ્ચારવા ગયા, ત્યાં તો જીવનનો દીવો બુઝાઇ ગયો. મૂળશંકરથી આ ન સહાયું. કાકાના શબને નીરખી બે વર્ષ પહેલાંના બેનના મૃત્યુની સ્મૃતિઓ સજીવન થઇ. યમદેવ એનાં સ્નેહીજનને આમ ઉઠાવી જાય છે અને તે નિરાધારીની નજરે જોઇ રહે છે એ વિચારે મૂળશંકરને શબ્દોમાં ન વર્ણવી શકાય એટલું દુઃખ થયું. આવા કારમા પ્રસંગોએ ગંભીર અને અડગ રહેતો મૂળશંકર પોકેપોક મૂકીને રોયો. એને માટે, હવે, ક્ષણભર પણ સંસારમાં રહેવું ખારૂં ઝેર બની ગયું.

મૂળશંકરને આ દુનિયા અને એના ક્ષણિક રંગો જોઇ વારંવાર જમડાની સવારીઓ સાંભરતી હતી. એને એ જમડાઓની સત્તામાંથી છુટવું હતું. મુળશંકરને અમરત્વ જોઇતું હતું. એ અર્થે એને યોગીઓની

પાસે પહોંચવું હતું. હવે મુળશંકરને પેલી તકે ઘર છોડી યોગ સાધવાની—જીવન અને મૃત્યુથી પર બનવાની ધુન લાગી.

(૬)

મૂળશંકરે તેની આ મનોદશાથી પિતાને અજાણ રાખવાને ખૂબ પ્રયત્ન કર્યા. પણ મૂળશંકરના મ્હોં ઉપર, તેના દરેકે દરેક વર્તનમાં, વૈરાગ્યની છાપ સ્પષ્ટ દેખાતી હતી, ત્યાં વ્યહવારથી બીનવાકેફ એ યુવક તેના મનો-ભાવને ગુપ્ત કેમ રાખી શકે ? માતાપિતાએ મૂળશંકરને પાછો સ્વસ્થ બનાવવા પરણાવી દેવાનો વિચાર માંડ્યો. મૂળશંકર એ કળી ગયો. એણે એનો ઉગ્ર વિરોધ કર્યો અને વિદ્યાભ્યાસ અર્થે કાશી જવાની જોરદાર માગણી મૂકી. મૂળશંકર કાશી તો ન જઇ શકયો; પણ આખરે, તેને પાસેના ગામડામાં એક પંડિતને ત્યાં થોડાં વર્ષ વિદ્યાભ્યાસ માટે મોકલવાનું ઠરાવી પિતાએ તેના મનનું સમાધાન કર્યું.

ગૃહત્યાગ સાધવાનો હવે અવસર મળશે એ વિચારે મૂળશંકરને ખૂબ હર્ષ થયો અને તે હરખાતો હરખાતો પંડિતને ગામ ગયો. કરસનજી ત્રવાડીની આજ્ઞાથી પંડિત મૂળશંકર ઉપર પૂરો જાપ્તો રાખતા. તેને કયાંય એકલો જવા દેતા નહીં. અને થોડા દિવસમાં તો દક્ષ પંડિતે પણ મૂળશંકરની મનોદશા માપી લીધી. યોગ અને યોગીઓનું દિવસરાત રટણ કરતા આ નવા શિષ્યને જોઇ પંડિતનો ભય મૂળશંકરના પિતા કરતાં યે આકરો થયો. પંડિતે કર-

સનજી ત્રવાડીને પોતાની પાસે બોલાવ્યા અને મૂળશંક-રની મનોઘેલછાની વાત કરી. સાથે સાથે દુનિયાડાહ્યા પંડિતજીએ મૂળશંકરના પિતાને સલાહ દીધી કે એ ઘેલ-છામાંથી પુત્રને ઉગારવાનો એક જ ઉપાય છે અને તે એને ઝટપટ પરણાવી ખંભા ઉપર ધોંસરી નાખી દેવાનો.

પિતાએ પંડિતને ઘેરથી મૂળશંકરને પોતાની સાથે પાછો ટંકારા લીધો, અને એક તરફથી તેની ઉપર છુપી રીતે ચોકી ગોઠવી અને બીજી તરફથી એટલી જ છુપી રીતે લગ્નની તૈયારીઓ માંડી. પણ જેમ મૂળશંકરના મનોભાવ પિતાથી અજાણ ન્હોતા રહી શકયા, તેમ લગ્નની તૈયા-રીઓ મુળશંકરથી છાની રહી શકી નહીં. મૂળશંકરે પોતાના લગ્ન સામે સખ્ત વિરોધ કર્યો અને કાશી ભણવા જવાની હઠ લીધી. આ વખતે તો પિતાએ પુત્રના મનનું સમાધાન કરવાને બદલે તેને રાતી આંખ બતાવીને જ ચૂપ કર્યો. મૂળશંકર ઘડીભર ચૂપ થયો.

પણ મૂળશંકરે લગ્નના ફંદામાં ન ફસાવાનો અને કુટુમ્બનાં બંધનો તોડી નાસી છુટવાનો નિર્ણય કર્યો હતો. તેણે આજન્મ બ્રહ્મચારી રહી, યોગની સિદ્ધિઓ વરવાનો મનોરથ બાંધ્યો હતો. આખરે એ નિર્ણય અને એ મનોરથનો વિજય થયો. પ્રભુના આદેશને વશ બની મૂળશંકર ઓગણીસ વર્ષની વયે, જેઠ મહિનાની એક સાંજે, માતપિતાને ખબર ન પડે એવી રીતે ઘરબાર છોડી ચાલી નીકળ્યો.

*

# મન્થનકાળ

## (૧)

ચાર વર્ષ પહેલાં વીતેલી એ મહાશિવરાત્રિ, એ વર્ષ પહેલાં નીપજેલું બ્હેનનું મૃત્યુ અને કાકાના મરણનો તાજો ઘા: એ ત્રણે આઘાતોએ ઘવાયેલો મૂળશંકર કોઈ પરમ ધામની ઝાંખી કરવા ઘેરથી નાસી છુટ્યો. નાસીને એણે, પોતાને કોઇ જોઇ જાય અને પિતાને ખબર પહોંચાડી દે એ બીકથી વગડાના આડા માર્ગ લીધા. ટંકારાથી દૂર દૂર નીકળી જવા મૂળશંકરે દિવસ અને રાત ગણ્યા વિના, ઉભાં ખેતરો ચીરીને દોડવા માંડ્યું. ભૂખ, તરસ, થાક એ બધું શરીર–દુઃખ એના અંતરના આવેગ આગળ વિસરાઇ ગયું.

મૂળશંકરે થોડા ગાઉ કાપ્યા, અને એક ઝાડીમાં રાતના થોડા પહોર વિરામ લીધો. પછી પ્રભાતને સમયે પાછી મઝલ શરૂ કરી ત્યાં તો એને બાવાઓની ચાલી જતી જમાતનો સંગાથ થયો. બાવાઓએ એના શરીર ઉપરના ઘરેણાં તરફ આંગળી ચીંધી. વૈરાગ્યની મસ્તીમાં

ચડેલા મૂળશંકરે અંગ ઉપરનાં બધાં ઘરેણાં ઉતારી આપ્યાં, શરીર ઉપરનાં સારાં વસ્ત્રો યે કાઢી દીધાં; અને સાધુ નામને કલંક આપનારા એ બાવાઓની સોબત છોડી. મૂળશંકર, માત્ર એક લંગોટીભર અને ભૂખ્યો-તરસ્યો, એકલો આગળ ચાલ્યો.

આખરે એને એક સંન્યાસી મળ્યા. એ સંન્યાસીનું નામ લાલા ભગતરામ. એમની પાસે મૂળશંકરે તેની આખી યે આત્મકથા કહી આપી, અને તેના મનોરથ રજુ કરી દીધા. ભગતરામ સંન્યાસીએ ભાવથી મૂળશંકરને ભગવું વસ્ત્ર પહેરાવ્યું, નૈષ્ઠિક બ્રહ્મચારીની દીક્ષા દીધી, અને શુદ્ધ ચૈતન્ય નામ આપ્યું. પછી થોડો વખત મૂળશંકર, શુદ્ધ ચૈતન્ય પરિવ્રાજકના નામ નીચે સંન્યાસી ભગતરામની સાથે ગુજરાતનાં ગામડાંમાં ફર્યો. પણ મૂળશંકરને ભગતરામ પાસેથી કંઇ વિદ્યાપ્રાપ્તિ ન થઇ. છતાં યે કોઇ વિશેષ યોગ્ય ગુરૂનો યોગ ન થયો ત્યાંસુધી તો શુદ્ધ ચૈતન્યે ભગતરામ સંન્યાસીનું જ શિષ્યપદ કાયમ રાખ્યું.

(૨)

થોડા વખત પછી શુદ્ધ ચૈતન્યે સાંભળ્યું કે સિદ્ધપુરમાં સરસ્વતીને તીરે મોટો ધર્મમેળો ભરાય છે. એટલે ચૈતન્યે એ મેળામાં પહોંચવાની તૈયારી માંડી. ભગતરામની રજા મેળવી તેણે સિદ્ધપુરને માર્ગે ચાલવા માંડયું. માર્ગમાં તેને તેના પિતાને ઓળખતો એક સાધુ મળ્યો. એ સાધુએ ભગવી કન્થામાં ઢંકાયેલા મૂળશંકરને ઓળખી કાઢ્યો અને પિતાના ઘરનાં સુખ–સમૃદ્ધિ ત્યાગી આટલી બાળવયમાં આવું આકરૂં જીવન આદરવા માટે તેને સખ્ત

ઠપકો દીધો. પોતાના નિરધારમાં દિવસે દિવસે ઓર દૃઢ થતા જતા ચૈતન્યને એની કશી અસર ન થઇ. પોયણુ ઉપરથી પાણીનાં બિન્દુ નીચાં સરી પડે તેમ તેના આત્મ–કમળને; આવાં દુન્યવી વચનો સ્પર્શી જરાયે અસર કર્યા વિના નીચાં સરી પડતાં. ચૈતન્યે, એ સાધુથી જૂદા પડી ઝડપભેર સિદ્ધપુર જવા માંડયું; અને પેલા સાધુએ મૂળશંકરની શોધના સમાચાર કરસનજી ત્રવાડીને પહોંચાડવા ટંકારાનો માર્ગ લીધો.

સિદ્ધપુરમાં, શુદ્ધ ચૈતન્યે, સરસ્વતીના કાંઠા ઉપર ગામથી થોડે છેટે ઉભેલા નિલકંઠ મહાદેવના શિવાલયમાં ઉતારો કર્યો, અને સાધુઓ, સંન્યાસીઓ, બાવાઓ, જોગીઓ, મહંતો વગેરે જૂદી જૂદી કોટિના ધર્મના વાઘા સજનારા સમુદાયમાંથી કોઇ લાયક ગુરૂ શોધવા માંડયા.

બીજી તરફથી, પેલા સાધુ પાસેથી પુત્રના સમાચાર સાંભળી કરસનજી ત્રવાડી જમાદારના પોશાકમાં સિદ્ધપુર આવી પહોંચ્યા. સાથે ઘોડેસવાર સિપાઇઓની ટુકડી હતી. એ નાનકડી ફોજે આખો મેળો ફેંદી મૂળશંકરની તપાસ કરવા માંડી. આખરે નિલકંઠ મહાદેવના ધામમાં મૂળશંકરનો પત્તો લાગ્યો.

ભગવાં વસ્ત્રો, સુકાઇ ગયેલું મ્હોં, અને દયા આવે એવી દશા જોઇ કરસનજી ત્રવાડીનાં ભવાં ચડ્યાં. કુળ લજવનારા એ પુત્રને પિતાએ આકરી ગાળો દીધી. તેની કફની ફાડી નાખી, અને એજ મંદિરમાં તેના ઉપર સખ્ત પહેરો ગોઠવી તેને નજરકેદ કર્યો. મૂળ-શંકરે નીચી આંખોએ એ ચુપચાપ સહી લીધું; અને

પેલા સાધુ ઉપર છુપા શ્રાપ વરસાવવા માંડ્યા. છતાં તેણે નાસી છુટવાની બારી શોધવાનું તો ચાલુ જ રાખ્યું.

એક આખો દિવસ અને આખી રાત મૂળશંકર ઉપર એવી ચોકી રહી. કેદીના પિંજરામાં તરફડાટ મારતાં દિવસ તો વીત્યો અને રાત પણ વીતવા માંડી. મૂળશંકરને લઇ ટુકડી વહેલી સવારમાં ચાલવાની હતી. એ ઘડી નજીક આવતી ગઇ. અને એટલે તો મૂળશંકરની મુંઝવણ વધતી ગઇ. ચોકીદારો આંખનું મટકું યે માર્યાં વિના પહેરો ભરતા ઉભા હતા. એમાં મૂળશંકરનો ફરીવાર નાસી છુટવાનો અભિલાષ કેમ સિદ્ધ થાય ? મળસ્કું થયું. મૂળશંકરે નાસવાની બધી આશાઓ છોડી દીધી. પણ ત્યાં તો, આખરે, જાણે જગદીશ્વરનો આદેશ આવતો હોય તેમ, આખી રાત અખંડ ઉજાગરો કરી થાકી ગયેલો છેલ્લો ચોકીદાર જરા જંપી ગયો. એ લાગ જોઇ શુદ્ધ ચૈતન્યે મૂઠીઓ વાળી દોટ મૂકી, અને નાસી છુટ્યો. ચૈતન્યને ખબર હતી કે હમણાંજ એની પાછળ પિતાના સવારો છુટશે. એટલે તે મહાદેવની જગ્યાથી બેએક ગાઉ દૂર, આડે માર્ગે, એક ઝાડીમાં પીપળની ઘટામાં લપાઇ ગયો. ચૈતન્યે, તેની શોધમાં છુટેલા ઘોડાઓ તેને ભાળ્યા વિના ત્યાંથી પસાર થઇ જાય એ વખતની ફડફડતે હૃદયે વાટ જોવા માંડી.

મૂળશંકર પાછો ભાગ્યાના ખબર પડતાં પિતાએ પણ તેની પાછળ ચારે દિશામાં તાબડતોબ સવારો દોડાવ્યા; પણ તેમાંના કોઇને મૂળશંકરનો પત્તો લાગ્યો નહીં. અંતે નિરાશ બનીને પિતાએ ઘર તરફ પગલાં માંડયાં. અણુધારી

એ ટુકડી મૂળશંકરને છુપાવી રહેલી પીપળ નીચેથી નીકળી. એ જોઇ ક્ષણવાર તો મૂળશંકર ગભરાઇ ગયો. પણ સદ્ભાગ્યે કોઇની નજર ઉપરની પીપળ ઉપર પડી નહીં. ટુકડી તેને માર્ગે ચાલી ગઇ. કરૂણાના સાગર વિભુરાયે શુદ્ધ ચૈતન્યને ફરીવાર બચાવી લીધો. તે માટે તેણે એ કૃપાનિધાનનાં ગુણગાન ગાવા માંડ્યાં.

પિતાને પોતાના ગામ તરફ ચાલ્યા જતા નજરે જોવા છતાં, ચૈતન્યની ઝાડ ઉપરથી ઉતરવાની હિમ્મત ચાલી નહીં. એ આખો દિવસ ઝાડ ઉપર બેસી રહ્યો. રાત પણ ત્યાંજ વીતાવી. એ દિવસે ચૈતન્યને ચોવીશ કલાકનો કડાકો થયો. આખા દિવસમાં, સુભાગ્યે સાથે આવી ગયેલા લોટામાંનું થોડું જળ જ તે ક્ષુધાતૃપ્તિ અર્થે આરોગી શક્યો. બીજે દિવસે સવારે, ભૂખની અશક્તિ અનુભવતો, ચૈતન્ય નીચે ઉતર્યો, અને નજીકના ગામડાને પંથે પડ્યો.

(૩)

અમદાવાદ અને વડોદરા અને આસપાસનાં ગામ-ગામડાંઓમાં ભટકતો, શુદ્ધ ચૈતન્ય નર્મદાના તીરે આવી પહોંચ્યો. ત્યાં તેણે પરમહંસ પરમાનન્દ સંન્યાસીની છાયા નીચે થોડા માસ વેદાન્તનો અભ્યાસ કર્યો. आत्मवत् सर्व भूतेषुની ભાવનાનો શુદ્ધ ચૈતન્યને આ પુણ્ય-સલીલા નર્મદાજીને તીરે પરિચય થયો.

પણ પરમાનન્દજીના છાત્રાલયમાં ચૈતન્યને ઝાઝો વખત ફાવ્યું નહીં. એને વેદ અને વેદાંતના અભ્યાસની

તાલાવેલી લાગી હતી. દિવસની એક ક્ષણ પણ બીજા કામમાં ખર્ચવી પડે એથી એને ભારે દુઃખ થતું. અને પરમાનન્દજીના છાત્રાલયમાં દરેક બ્રહ્મચારીને સ્વયંપાક કરવો પડતો. ચૈતન્ય સંન્યાસીની દીક્ષા મેળવી, એ ઉપાધિમાંથી છુટવા માંગતો હતો. પણ એને એ દીક્ષા ન મળી શકી. એ જ તીરે વસતા એક બીજા સંન્યાસી ચિદાશ્રમે પણ તેને આવી તરૂણ વયે સંન્યાસીનો દંડ આપવાની ના પાડી. ચૈતન્ય સંન્યાસીની દીક્ષા આપે એવા કોઇ સંન્યાસીના આગમનની વાટ જોતો નર્મદાને તીરે દિવસો ગણવા માંડ્યો.

ચૈતન્યને, ત્યાં તો, ખબર મળ્યા કે દક્ષિણવાળા પ્રખ્યાત દંડી સ્વામી તેના એક બ્રહ્મચારી શિષ્ય સાથે, નર્મદાને તીરે થઇ, દ્વારકા જાય છે. ચૈતન્ય એ દંડી સ્વામીને મળ્યો અને તેમની સાથે દ્વારકાની યાત્રા શરૂ કરી. દંડી સ્વામીના અગાધ જ્ઞાન અને આદર્શ આચાર જોઇ, ચૈતન્ય એ સાધુવર ઉપર મુગ્ધ થઇ ગયો. એ તપસ્વીના ચરણમાં તેનું મસ્તક ઢળવા લાગ્યું. અને દંડી સ્વામીને પણ ચૈતન્યના વિવેક, ચાતુર્ય, અને બુદ્ધિપ્રભા જોઇ તેના ઉપર ભાવ ઉપજતો ગયો. એક દિવસે ચૈતન્યે, સાથેના બ્રહ્મચારી શિષ્ય દ્વારા દંડી સ્વામીને—એ પૂર્ણાનન્દ સરસ્વતીને પોતાની સંન્યાસી બનવાની ઇચ્છા જણાવી. પ્રથમ તો પૂર્ણાનન્દ સરસ્વતીએ તેની નાની ઉમર જોઇ દીક્ષા આપવાની ના પાડી. પણ છેવટે, એનો દૃઢ નિશ્ચય જોઈ સ્વામીજીએ શુદ્ધ ચૈતન્યને સંન્યાસીની દીક્ષા આપી. એનું દયાનન્દ સરસ્વતી નામાભિધાન કરી એને પોતાના કુલનો સંન્યાસ—દંડ ધારણ

કરાવ્યો. એ રીતે, વેદભાસ્કર બનવાને સરજાયેલો મૂળશંકર તેની ચોવીશ વર્ષની વયે સ્વામી દયાનન્દ સરસ્વતી બન્યો.

હવે એણે એ પદને શોભાવવાની અને યોગનો સાંગોપાંગ અભ્યાસ કરવાની તૈયારીઓ માંડી. દયાનન્દ થોડો વખત તે પૂર્ણાનન્દ સ્વામીની સાથે રહ્યા અને ધર્મશાસ્ત્રો શીખવાં શરૂ કર્યાં. એકાદ વરસમાં એ ગુરૂમાંથી યે મન ઉઠયું અને દયાનન્દ સરસ્વતી, કોઇ પ્રખર તેજસ્વી સ્થિતપ્રજ્ઞ ગુરૂવરની શોધમાં, ગુજરાત છોડી, કાશી તરફ ચાલી નીકળ્યા.

(૪)

દયાનન્દના પરિભ્રમણમાં પ્રથમ તેમને બે યોગીઓ મળ્યા. એમનાં નામ જ્વાલાનન્દપુરી અને શિવાનન્દગિરિ. એમની પાસેથી તે યોગ શીખ્યા. ત્યારબાદ તેમની પાસેથી છુટી તે થેરી અને કાશ્મીર થઇ, હિમાલય તરફ ભટકવા માંડ્યા. હિમાલયના હિમધવલ શિખરો પર કોઇ મહાત્માનાં દર્શન પામવાની ઉત્કંઠાથી તેમણે હિમાલયનાં ડુંગરાએ ડુંગરામાં ભટકવા માંડયું. એ રખડપાટમાં એમને પારાવાર કષ્ટ વેઠવું પડતું. ચામડી વીંધીને લોહી શોષી લ્યે એવો સખ્ત શિયાળો હોય, પર્વતનાં શિખરો અને માર્ગો બરફથી છવાઇ ગયાં હોય, છતાં, દયાનન્દજી પરમાનન્દની અવસ્થા પ્રાપ્ત કરાવે એવા યોગીરાજની માળા જપતા ડુંગરાઓમાં અવિરામ આથડ્યા કરતા. એમના કષ્ટનો, એમની તપશ્ચર્યાનો, એમના મનોબળનો પરિચય કરાવે એવો એક પ્રસંગ, એમની જ વાણીમાં, એમના આત્મચરિત્રમાંથી આ ઉતારી લઇએ છીએ:

"હું હિમાલયની તળેટીમાં હતો. શિયાળો ચાલતો હતો.

મારે આલણકન્દા નદી ઉતરીને સામે પાર જવું હતું. મારા શરીર ઉપર માત્ર એક પાતળી કન્થા હતી. ટાઢ અસહ્ય હતી. બે દિવસના કડાકા હતા. પાણી પણ એટલું ઠંડું થઇ ગયેલું કે મ્હોંમાં મૂકાય નહીં. એ છતાં, નદીમાં તરતા થોડા બરફના ટુકડા લઇ ભૂખ સંતોષવાનો મેં પ્રયત્ન કર્યો; એથી શાન્તિ વળી નહીં. આખરે હું નદીમાં ઉતર્યો. નદીના તળીયે પડેલ અણીદાર પથરાઓથી મારા પગ વીંધાયા. પાણીની ન સહાય એટલી તીવ્ર ઠંડીથી શરીરનાં અંગ ખોટાં પડવા લાગ્યાં. તો યે, જેમ તેમ કરીને, મરણતોલ હાલતમાં હું સામે કાંઠે પહોંચ્યો. ત્યાં તો મારા છેદાયેલા પગમાંથી લોહીની ધારાઓ વહેવા લાગી. મેં મારા શરીર ઉપરથી વસ્ત્ર ઉતારી પગ ઉપર વીંટયું. તો પણ પગની વેદના મોળી પડી નહીં. હું કાંઠે જ નીચે બેસી ગયો. મારામાં એક પણ ડગલું આગળ ચાલવાનું બળ ન્હોતું રહ્યું. અને ભૂખ રોમે રોમ વ્યાપી હતી. હું કોઇની મદદની વાટ જોવા લાગ્યો. ત્યાં મારી પાસે થઇને બે ગુરખા ખેડુતો નીકળ્યા. મને સંન્યાસી ભાળી તેમણે હાથ જોડ્યા અને ઘેર આવવા પ્રાર્થના કરી. પણ હું અપંગ બની ગયો હતો. અને પગ પાછા સાચા બને ત્યાં તો એ બન્ને ખેડુતો ડુંગરાઓમાં અદૃશ્ય થઇ ગયા. થોડા વખત પછી પગમાં તાકાત આવી. એટલે ધીમે ધીમે હું બદરીનારાયણ પહોંચ્યો. ત્યાં ખોરાક લીધો. ત્યારપછી હું ફરીવાર જીવતો થતો હોઉં એમ મને લાગવા માંડ્યું. આવા તો જીવનમાં જૂદે જૂદે વખતે કેટલાયે પ્રસંગો આવી ગયા. પણ એથી કદિ યે હું નાસીપાસ થયો, કે હામ હારી બેઠો એવું મને સાંભરતું જ નથી."

**એમ આરામ કે વિરામ વિના, ભૂખ અને તરસની કે શરીરકષ્ટની જરા યે પરવા કર્યા વિના દયાનન્દ વર્ષો સુધી હિમાલયમાં ભટક્યા. એ ગિરિરાજની તળેટીએ તળેટી, જંગલેજંગલ, અને શિખરે શિખર ભટકી વળ્યા. પણ ક્યાંય તેને મહાત્મા મળ્યા જ નહીં.**

દયાનન્દ હિમાલયમાંથી પાછા ફર્યા. ફરતાં ફરતાં તેમને સમૃદ્ધ શ્રીમઠના મહન્તની મુલાકાત થઇ. દયાનન્દના પ્રભાવશાળી વ્યક્તિત્વથી મહંત એટલા અંજાઇ ગયા કે તેમણે દયાનન્દને તેમના લાખોની આવકવાળા મઠની ગાદી સોંપવા ઇચ્છા બતાવી. પિતાની સમૃદ્ધિ તજી દઇ નીકળી પડેલા દયાનન્દને મહન્તની સમૃદ્ધિ ન જ આંજી શકી.

'હું તો આર્યત્વના ઉદ્ધારને માટે, માનવસમાજની સમક્ષ કલ્યાણનો માર્ગ મૂકવાને માટે, જ્ઞાનની શોધમાં ભટકતો સંન્યાસી છું. મારે મહન્તગીરી કે મઠ ન ખપે. મારે જ્ઞાન જોઇએ.' એવો જવાબ આપી દયાનન્દ શ્રીમઠનો દરવાજો વટાવી ગયા.

ત્યાર પછી યે દયાનન્દ અવધૂત દશામાં જ રહ્યા. દશથી બાર વર્ષો એમણે એ દશામાં ખર્ચી નાંખ્યાં. છતાં યે, ક્યાં યે તેમને સાચું જ્ઞાન મળ્યું નહીં. ક્યાં યે તેમને યોગનો માર્ગ લાધ્યો નહીં. એ રખડપાટના દશકામાં, તપશ્ચર્યાથી વિશુદ્ધ બની બનીને એમની કાયાએ કોઇ અદ્ભૂત કાન્તિ પ્રાપ્ત કરી. પાંત્રીશ વર્ષની વયે, આજન્મ બ્રહ્મચારી દયાનન્દ પ્રચંડકાય, સ્નાયુબદ્ધ, માંસલ દેહધારી, અને પ્રતાપી મુખમુદ્રાવાળા પ્રખર યોગી બન્યા હતા. પયગમ્બરો અને ઝંડાધારીઓના મુખ ઉપર જે જાતની અપાર્થિવ રોશની જળહળતી હોય છે એવી રોશની માત્ર એક કૌપિન ધારનારા આ દયાનન્દના દિદાર ઉપર પણ ચમકવા માંડી હતી. દયાનન્દના જીવનમાં નવું પ્રકરણ ઉઘડતું હતું.

# વિરાજાનન્દને ચરણે

(૧)

સાલ ૧૮૫૦ થી ૧૮૬૦ સુધીના એક દશકાના ભ્રમણમાં, ભારતવર્ષની અતિશય દુર્દશા દેખી, દયાનન્દના અન્તરમાં સીસું રેડાયું. વજ્રથી પણ કઠોર અને છતાં પુષ્પથી યે સુકુમાર હૃદયવાળા એ મહાનુભાવે હિન્દુધર્મના અને હિન્દુ કોમના અધઃપાત ઉપર આંસુ વરસાવ્યા. બ્રહ્મવિદ્યાનો ઉપાસક એ અવધૂત જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં તેની સામે અજ્ઞાન અને અંધકાર જ અથડાયા. તેણે ક્યાંય સાચું જ્ઞાન જોયું નહીં, ક્યાંય સાચા યોગી કે મહાત્મા ભાળ્યા નહીં. તેણે ઠેર ઠેર દંભ, પાખંડ અને વિલાસમાં રચ્યાપચ્યા રહેનારા, સામાન્ય માણસોથી યે ઉતરતી શક્તિ ધરાવનારા સાધુઓને જગ્યાઓ સ્થાપીને અને મઠો નાખીને ગુરૂને ઉંચે સિંહાસને ચડી બેઠેલા જોયા. તેણે હિન્દુ સમાજમાં ધર્મને નામે રૂઢિઓનું સામ્રાજ્ય વર્તતું નિહાળ્યું; હિન્દુનું નૈતિક, માનસિક અને શારીરિક–સર્વવિધ પતન નીરખ્યું; જ્ઞાનપ્રેમને અને

કલાભ્યાસ અને સમાજમાંથી સાવ ભૂંસાયેલાં ભાળ્યાં; બાળ-લગ્નની ભઠ્ઠીમાં હજારોની સંખ્યામાં હોમાઈ જતાં હિન્દુ કોમનાં આશાસ્પદ બાળ–બાળકીઓ, ચિત્તા ઉપર ચડી પ્રતિદિન જીવતી સળગી મરતી હિન્દુ સતીઓ, ચાકરડી અને ગુલામડીની અધમ અવદશામાં હિન્દુ ઘરમાં સડતી સાવિત્રી અને સીતાની વારસદાર હિન્દુ નારી અને હિન્દુ કોમનું કલેવર કોરી રહેલા કુસંસ્કારો અને કુરીવાજોનું સામ્રાજ્ય જોયું. એ બધું જોઈ દયાનન્દના હૃદયમાં લાયલાગી.

આ ઉપરાંત, આખા દેશમાં એણે દાસત્વ અને હીનતા, પરાધીનતા અને પામરતાનું જ દર્શન કર્યું: અને સ્વાધીનતાપ્રિય હિન્દુ જાતિનો એ વિનિપાત દેખી એ મહાત્માના રોમે રોમમાં દુ:ખની વેદનાએ કાળી બળતરા કરવા માંડી. દયાનન્દને એના રઝળાટમાં આર્યાવર્તની ગરીબી અને દરિદ્રતાનો પણ પૂરો પરિચય થયો. એણે, એકના એક પુત્રના શબને અગ્નિદાહ દેવાના પૈસા ન હોવાને કારણે એ શબને ગંગાજીમાં વહેતું મૂકી દેનારી અને એ મૃતદેહ ઉપરથી છેલ્લો લુગડાનો ટુકડો પણ પાછો ઉતારી લેનારી દરિદ્રતા હિન્દુ કોમમાં ભાળી. એણે, મુઠી અનાજ ન મળવાને કારણે એક જ વખત ખાવાનું પામતી અને કેટલીક વખત તો દિવસો સુધી ભૂખના કડાકા વેઠતી, કલ્પનામાં પણ ન ઉતરે એવી બેહદ કંગાલીયત જનતામાં જોઈ. સાથે સાથે એણે આંખો મીંચીને અવળે માર્ગે લક્ષ્મીનો દુર્વ્યય કરનારા વિલાસી લક્ષ્મીનંદનો યે જોયા. એ જોઈને હિન્દુ-વટના પ્રેમી આ પરમ યોગીના અંતરમાં પારવાર સંતાપ થયો.

એણે શુદ્રોને સતાવતા બ્રાહ્મણો જોયા, એણે ગરીબોને કચડતા શ્રીમંતો જોયા અને એણે એ બધાને પોતાની વજ્રએડી નીચે ચગદી નાખતી પરદેશી સત્તાનું પણ પરિબળ જોયું. એણે માનવકલ્યાણ અને બંધુસેવાનો સાચો વેદધર્મ ચૂકી, આ જીન્દગીને જંજાળ મનાવતા અને પર જીન્દગીની–મુક્તિની સાધનાને જ સાચો જીવનહેતુ સમજાવનારા વેદધર્મના અર્ધસત્ય અર્થો સાંભળ્યા. દેશને દરવાજે આક્રમણકારી દુશ્મનોના તોપના ગોળાઓ સાંભળતાં છતાં યે, દેશરક્ષા અર્થે કેસરીયા વાઘા સજવાનો ધર્મ ચૂકી વેદધર્મ ઉપર વિવાદ ચલાવવામાં જ રચ્યાપચ્યા રહેનારા અને દુશ્મનને સુખેથી દેશ જીતી લેવા દેતા હિન્દુ રાજાઓ અને હિન્દુ લડવૈયાઓની દુઃખકથા પણ બળતે હૃદયે એણે સાંભળી. દયાનન્દે હિન્દુસ્થાનની ચોદિશમાં, હિન્દુ જીવનના એકે એક માર્ગમાં અમાસની અંધારી રાતનો ઘોર અંધકાર વ્યાપેલો જોયો. એ જોઈ દયાનન્દને પુનર્જાગૃતિનું પ્રભાત પ્રગટાવવાની ઝંખના જાગી. દોઢ દાયકા પહેલાં આત્મ–ઉદ્ધાર અર્થે, મુક્તિની શોધમાં નીકળેલા મૂળશંકરને હવે આર્યાવર્તના ઉદ્ધારમાં જ આત્મ–ઉદ્ધાર દેખાવા લાગ્યો. દયાનન્દના જીવનમાં અને દ્રષ્ટિબિન્દુમાં જબરો પલટો આવ્યો.

દયાનન્દે એ ઉદ્ધારકાર્ય આરંભવાના માર્ગો શોધવા માંડ્યા. એણે આર્યત્વને ફરીવાર ઉજ્જવળ બનાવવાની, હિન્દુત્વને ફરીવાર ઉન્નત બનાવવાની પ્રવૃત્તિને જીવનકાર્ય કરવાનો નવો નિરધાર કર્યો. અને એ અર્થે, એની તલસ્પર્શી બુદ્ધિએ વેદધર્મના વિશેષ ઉંડા અભ્યાસની

જરૂરિયાત નીરખી. દયાનન્દને સ્પષ્ટ દેખાયું કે હિન્દુ કોમને જગાડવા એને હિન્દુ ધર્મને નામે જ હાકલ કરવી જોઇએ. એટલે એણે ફરીવાર, અચળ શ્રદ્ધાથી, ગુરૂરાજની–ધર્મ શાસ્ત્રોનો શાસ્ત્રીય અભ્યાસ કરાવે એવા, વેદની ભવ્યતાનો સાચો પરિચય આપે એવા, ઉપનિષદોના તત્ત્વજ્ઞાનના વૈભવની પિછાન કરાવે એવા, દર્શનશાસ્ત્રોના મહાસાગરમાં છુપાયેલાં પડેલાં અમૂલખ રત્નો ખોળી કાઢવાની શોધન–શકિત આપે એવા ગુરૂની શોધ માંડી. અને આખરે, મથુરામાં ૧૯૬૦ની સાલમાં, એવા ગુરૂરાજનો પત્તો લાગ્યો.

(૨)

મથુરામાં વિરાજાનન્દ નામના એક પ્રજ્ઞાચક્ષુ સંન્યાસી વસતા. એમના તરફથી ધર્મશાસ્ત્રોના અભ્યાસની એક શાળા ચાલતી. એ વિરાજાનન્દના પિતાનું નામ પંડિત નારાયણ દત્ત. પાંચ વર્ષની ઉમરે વિરાજાનન્દને શીતળા નીકળ્યાં અને એની આંખો ગઇ. પંદર વર્ષની વયે એમના પિતા અવસાન પામ્યા અને એ નિરાધાર–નિરાશ્રિત બન્યા. અઢાર વર્ષની વયે એમણે પૂર્ણાનન્દ સ્વામી પાસે સંન્યાસીની દીક્ષા લીધી અને તેમને ગુરૂ તરફથી વિરાજાનન્દનું નામ મળ્યું. આ સુરદાસ વેદના પ્રખર પંડિત મનાતા અને એટલે જ તેમને પ્રજ્ઞાચક્ષુનું ઉપનામ અપયેલું. એક વખત અલ્વરના મહારાજાએ એમને શ્રી શંકરાચાર્યના શ્લોકમત્રોનું સ્તવન કરતા સાંભળ્યા. મહારાજા એ સાધુ ઉપર મુગ્ધ બની ગયા. તેમને અલ્વર પધારવા પ્રાર્થના કરી. વિરાજાનન્દ એક શરતે અલ્વર ગયા. શરત એમ થઇ કે મહા-

રાજાએ સ્વામીજીની સાથે હંમેશાં ત્રણ કલાક શાસ્ત્રાધ્યયન કરવા બેસવું. જે દિવસે એ શરતનો ભંગ થાય એ દિવસે સ્વામીજીએ અલ્વરના સીમાડા છોડી જવાનો આકરો નિયમ સ્થાપ્યો. મહારાજાએ ખૂબ કાળજીપૂર્વક સ્વામીજી પાસે નિયમસર બેસવા માંડયું. એક દિવસ અકસ્માત્ મહારાજા નૃત્યગૃહમાં રોકાઇ ગયા અને સ્વામીજીની પાસે ન જઇ શકયા. વિરાજાનન્દ રોષિત થયા. બીજે દિવસે મહારાજા આવ્યા ત્યારે પોતાનો નિર્ણય સંભળાવ્યો : 'રાજા, તેં તારો નિયમ તોડ્યો છે; હું મારો નહીં તોડું.' વિરાજાનન્દે અલ્વર છોડયું; અને ભરતપુર થઇ મથુરા આવી સંસ્કૃત પાઠશાળા સ્થાપી.

આ બાળ બ્રહ્મચારી સંન્યાસીને દ્વારે ૧૮૬૦ના નવેમ્બરની ચૌદમી રાત્રિએ દયાનન્દ જઇને ઉભો. દ્વાર બંધ હતું. અંદરથી સવાલ આવ્યો:

'કોણ છો ?'

'સંન્યાસી'

'તમારૂં નામ?'

'દયાનન્દ સરસ્વતી.' દયાનન્દે વિનયપૂર્વક જવાબ ધર્યો.

સંન્યાસીનું દ્વાર ઉઘડયું અને દયાનન્દને શિષ્યની દીક્ષા મળી. છત્રીશ વર્ષની ઉમરે, જ્ઞાનની પ્રબળ પિપાસાવાળા દયાનન્દે, જુવાનના ઉત્સાહથી ગુરૂની ભકિત આદરી.

દયાનન્દે અંધ અને અશક્ત ગુરૂની બધી રીતે ખૂબ પ્રેમથી ચાકરી કરવા માંડી. ગુરૂનાં કપડાં ધોવાં, એમને માટે દૂરથી પાણી ભરી લાવવું, ગુરૂનું ઘર વાળીચોળીને સાફ કરવું, ગુરૂને માટે રસોઇ કરવી, વગેરે ગુરૂ-સેવા દયાનન્દે હર્ષપૂર્વક કરવા માંડી અને બદલામાં એ પ્રખર વિદ્વાન પાસેથી જ્ઞાનનું પિયુષ પીવા માંડયું. દયાનન્દની અત્યંત કાળજીભરી સેવા છતાં ગુરૂનો ઉગ્ર સ્વભાવ કેટલીયે વખત નિષ્કારણ તપી જતો. દુર્વાસા સમા ક્રોધી વિરાજાનન્દ દયાનન્દ ઉપર ગાળોનો વરસાદ વરસાવતા; કોઇ કોઇ વખત એને માર પણ મારતા અને ઘરમાંથી યે કાઢી મૂકતા. દયાનન્દ એ બધા-પ્રહારોને ગુરૂની પુષ્પાંજલિ ગણી વધાવી લેતા, અને ગુરૂભક્તિમાં રજમાત્ર પણ શિથિલ બન્યા વિના જ્ઞાન સંપાદન કર્યે જતા. એક વખત તો ગુરૂએ દયાનન્દને લાઠીથી એવો સખ્ત માર મારેલો કે એનો કાળો ડાઘ દયાનન્દના હાથ ઉપર જીન્દગીભર રહ્યો. એ છતાં દયાનન્દની ઉત્તરાવસ્થામાં જ્યારે તેમણે વિરાજાનન્દના મૃત્યુના સમાચાર સાંભળ્યા, ત્યારે ગદ્ગદિત કંઠે શ્રોતૃવર્ગની પાસે હૃદયોદ્ગાર કાઢેલા કે ‘આજે સંસ્કૃત વાઙ્મયનો ભાસ્કર અસ્ત પામે છે’. દયાનન્દ સ્વામીને છેવટ સુધી ગુરૂ પ્રત્યે એટલો અગાધ પૂજ્યભાવ હતો.

એ સંસ્કૃત વાચસ્પતિને ચરણે દયાનન્દે સંસ્કૃત ગ્રંથોનો અઢી વર્ષ સુધી ઉંડા અભ્યાસ કર્યો અને ગુરૂએ પણ શિષ્યની તેજસ્વિતા જોઇ, તેની પાસે અંતર ઉઘાડી નાંખ્યું. અઢી વર્ષમાં દયાનન્દ વેદશાસ્ત્રપારંગત બની ગયા. ગુરૂ પાસેથી વિદાય માગવાની વેળા આવી પહોંચી.

અકિંચન દયાનન્દ બે હાથ જોડીને ગુરૂજી પાસે ઉભા અને ગુરૂજીને પ્રિય એવાં થોડાં લવીંગની ગુરૂદક્ષિણા વિરજાનન્દજીને ચરણે ધરી. વિરાજાનન્દજીએ શિષ્યના મસ્તક ઉપર હાથ મૂકી આશિર્વાદ દીધો અને નીચેનો સંદેશ આપ્યો :

'વત્સ, તારા શિક્ષણનો સદ્વ્યય કરજે. દેશમાં અંધકાર જામ્યો છે. લોકો સત્યાસત્યનો વિવેક ચૂક્યા છે. તેઓ જ્ઞાતિઓ અને વાડાઓના કંકાસમાં જીવન વીતાવે છે. આર્યાવર્તમાં અત્યારે વેદધર્મની અવહેલના થઇ રહી છે. બેટા, લોકોને એકેશ્વરનો સંદેશ આપજે, અને વેદધર્મ શીખવજે. પુત્ર, તારો જય થાઓ.'

ગુરૂના એ આશિર્વાદને માથું નમાવી દયાનન્દ ચાલી નીકળ્યા. આટલાં વર્ષોની તપશ્ચર્યા પછી, આટલી સાધના અને શોધ પછી તેમને લાધેલા સત્યનો સંદેશ જગતને આપવા દયાનન્દે પાછો ભારતવર્ષના જનપદોમાં પગ મૂક્યો. ગુરૂના એ આદેશને હિન્દુસમાજ સમક્ષ મૂકવા અર્થે દયાનન્દે તેની બાકીની આખી જીન્દગી અર્પણ કરી દીધી. ગુરૂવચનનું એ પાલન એ આજનો આર્ય-સમાજ, એ આજની હિન્દુકોમની પુનર્જાગૃતિ, એ આજનો હિન્દુધર્મનો પુનરૂદય.

(૩)

સરજનહાર સમાજનું પુનર્વિધાન કરવા કઠોરતા-પૂર્વક એનો લોખંડી હથોડો ફેરવે છે; એવીજ કઠોરતાથી એના સંન્દેશવાહીઓને સમાજને ટીપી ટીપીને એનો નવો ઘાટ નાંખવો પડે છે. હિન્દુ જાતિના ઉદ્ધારને માટે દયાનન્દને દંભ અને દુરાચાર ઉપરના એના હુમલામાં

નઠોર બન્યા વિના છુટકો જ ન્હોતો, અને દયાનન્દે નવયુ-
ગના સૃષ્ટાને બરાબર ઉચિત નિર્દયતાપૂર્વક હિન્દુઓના
સ્થિતિચૂસ્ત આચારવિચાર સામે અડગ દૃઢતાથી
બળવાનો ઝંડો ફરકાવ્યો. એ યુગસૃષ્ટાની ચપળ દ્રષ્ટિએ
નીરખી લીધું કે રોગગ્રસ્ત હિન્દુસમાજને ફરીવાર
સ્વસ્થ અને નિરોગી બનાવવા આકરી શસ્ત્રક્રિયાની
જરૂર છે; હિન્દુ સમાજના અણુએ અણુમાં પ્રસરી
ગયેલા કુરૂઢિઓ અને કુરિવાજોના વિષને વાળવાનું કોઈ
ઔષધ શોધવાની જરૂર છે. એટલે દયાનન્દજીએ
પ્રથમ એ કુરૂઢિઓ સામે મારો ચલાવ્યો. મહર્ષિજીનો
પ્રથમ હુમલો પડ્યો મૂર્તિપૂજા ઉપર અને મૂર્તિપૂજાને
નામે દેશભરમાં પ્રવર્તી રહેલ અનેક પાખંડો ઉપર.
મહર્ષિજીએ મૂર્તિપૂજાનો ઉગ્રમાં ઉગ્ર વિરોધ આદર્યો.

એ અર્થે દયાનન્દજીએ મથુરા છોડી ગામેગામ ભટક-
વાનો નિશ્ચય કર્યો અને મંગળાચરણ કરનારૂં પહેલું
ભાષણ આગ્રામાં આપ્યું. જ્યાં જ્યાં મહર્ષિજી ભાષણો
આપતા ત્યાં ત્યાં એમની વકતૃતા, દલીલોની સચોટતા,
શાસ્ત્રજ્ઞાનની નિપુણતા અને દુરાચાર સામેના આક્રમણની
ઉગ્રતા જોઈ, જબરો ખળભળાટ થઇ જતો. પ્રથમ
આગ્રાના દુર્ગને ખળભળાવી, મહર્ષિજી ૧૮૬૫માં ગ્વા-
લીયર ગયા. ગ્વાલીયરમાં સ્થિતિચૂસ્તતાના કિલ્લામાં સારી
રીતે ગાબડાં પાડી, તે ૧૮૬૬માં અજમેર ગયા. અજમે-
રમાંયે મહર્ષિજીએ મૂર્તિપૂજા સામે સખ્ત વિરોધનાં
ભાષણો કર્યાં; વેદના અર્થ માટે વિવાદસભાઓ બોલાવી;
અને તે વખતના અંગ્રેજ કમીશ્નરને હિન્દુસમાજના
સડાઓ સામે કાયદા મૂકવા વિનતિ ગુજારી. અજમેરમાં

વિજયના ડંકા ગજાવી મહર્ષિજી હરદ્વારના મેળામાં હાજરી આપવા ઉપડ્યા.

કાળજૂના જોગીરાજ સમા ભવ્ય હિમાલયને ચરણે ગંગાજીને તીરે ઉભેલા હિન્દુઓના તીર્થધામ હરદ્વારમાં દર બારમે વર્ષે મોટો કુંભમેળો થાય છે. ત્યારે લાખોની સંખ્યામાં હિન્દુ યાત્રિકો ગંગાજીમાં સ્નાન કરવા ઉભરાય છે. એવો એક મેળો સને ૧૮૬૭માં આવ્યો. દયાનન્દ સરસ્વતી એ પ્રસંગે, લાખોની મેદિની સમક્ષ વેદનો સંદેશ સંભળાવવા, ચાર શિષ્યોની સાથે હરદ્વાર પહોંચ્યા. ત્યાં ગંગાજીને કિનારે એક નાની રાવટી રચીને તેમાં ઉતારો કર્યો; અને ગંગાજીમાં સ્નાન કરી પાવન થવા આવતા રાજાઓ અને મહારાજાઓ, સંન્યાસીઓ અને સાધુઓ, પંડિતો અને સામાન્ય જનસમુદાય પાસે પુરાણના આચારો સામે, ઉઘાડેછોગ, વિરોધ-ભાષણો કરવા માંડયાં. હજારો અંધશ્રદ્ધાળુ ધર્મઘેલડા હિન્દુઓનાં ટોળાંમાં તેમની માન્યતાઓ અને તેમના રૂઢિરિવાજો સામે એકલો દયાનન્દ અજબ હિમ્મતથી ગર્જનાઓ કરતો. ખ્રિસ્તિધર્મમાં જ્યારે દેવળ અને પોપને નામે પેઠેલું પાખંડ અસહ્ય થઇ પડયું ત્યારે ઇસુની ચૌદમી સદીમાં જેમ જર્મનીના બર્લીન શહેરની બજારમાં ઉભીને માર્ટીન લ્યૂથરે બાઇબલના ટુકડા કરી નાંખ્યા અને પોપડમ સામે બળવો જાહેર કર્યો, તેમ આ કુંભમેળામાં દયાનન્દે વેદ સિવાયનાં તમામ ધર્મપુસ્તકોને શાસ્ત્ર તરીકે સ્વીકારવાની ના જાહેર કરી, અને હિન્દુધર્મનાં અનેક સંપ્રદાયો અને પંથો સામે બળવાનો પોકાર કર્યો.

યુરોપે પ્રથમ લ્યુથરને સાંભળવાની ના પાડી હતી;

તેના પોકારને નાસ્તિકનો પોકાર મનાવી તેને કાન ધરવાની મનાઇ કરી હતી. દયાનન્દની પણ પ્રથમ તો એજ વલે થઇ. દયાનન્દનાં પણ એ ડાહ્યાં વચનોને કોઇ સંન્યાસીએ કે કોઇ રાજાએ કાન ન દીધો. દયાનન્દનો અવાજ અરણ્યરૂદન સમો બની રહ્યો.

ધર્મમેળાઓ એટલે તો લોકજીવનનો અરિસો: ત્યાં લોકજીવનનું આબેહુબ દર્શન થાય. દયાનન્દે કુંભમેળામાં હિન્દુના અધ:પાતનું બરાબર દર્શન કર્યું. એ જોઇને એને પારાવાર ગ્લાનિ થઇ. એણે કુંભમેળામાં યોગનું નામ સરખું યે ન જાણનારા યોગીઓ જોયા, નિર્મળ ચારિત્રની દાંડી પીટાવનારા સાધુઓને મલીન અને ચારિત્ર્યહીન ભાળ્યા, મંત્રોના મુખપાઠથી આકાશ ગજાવનારા પંડિતોને સાવ પંડિતાઇશૂન્ય અવલોકયા, ગુરૂઓને અને ગાદીપતિઓને ઠગારાઓ અને ધૂર્તો દેખ્યા, અને એ બધાની સત્તા નીચે કચડાતા લોકોને નિર્બળ અને માયકાંગલા નિહાળ્યા. હિન્દુસમાજની એ અવદશા ઉપર દયાનન્દજીના નેત્રોમાંથી અશ્રુધારા ચાલી.

દયાનન્દજીને પ્રતીતિ થઇ કે હિન્દુસમાજના પાયા ખોદી રહેલા આ દાનવો સામે ઝઝુમવાને હજી વધારે મોટી તૈયારીઓની જરૂર છે. દયાનન્દે, એ તૈયારી માટે, એકાંતવાસ સેવવા અને હજીયે આકરી તપશ્ચર્યા કરી વધારે શક્તિશાળી બની બહાર પડવા નિશ્ચય કર્યો. દયાનન્દજીએ પોતાના શિષ્યોને વિખેરી નાંખ્યા, અંગ ઉપરનાં વસ્ત્રો ઉતારીને ગરીબોને વહેંચી દીધાં, અને વિશેષ તપ:સાધના અર્થે માત્ર એક કૌપિનભર અરણ્યમાં ચાલી નીકળ્યા.

# સમરાંગણે

(૧)

હરદ્વારના આઘાત પછી, એકાદ વર્ષ હિમાલયની ગુફામાં યોગ સાધીને, મુખ ઉપર નવી જ કાન્તિ લઈને, દંડાધારી દયાનન્દ સરસ્વતી પાછા સતનું યુદ્ધ લડવા દુનિયા તરફ વળ્યા. એમણે એમના સિદ્ધાન્ત-પ્રચાર માટે પોતાને માટે નીચે મુજબ ત્રિવિધ કાર્યક્રમ યોજ્યો :

(૧) ધર્મને નામે ચાલી રહેલી ખાટી માન્યતાઓ અને ખાટા સિદ્ધાન્તોનો વિરોધ કરવા ભાષણો, વ્યાખ્યાનો અને વિવાદો માર-ફત વિશેષ જોરદાર બળવો જગાવવો.

(૨) વેદધર્મના કાર્યને પોતાનું કરી, તેના પ્રચાર પાછળ જીવન સમર્પનારા યુવકો તૈયાર થાય અને વેદધર્મનો ધ્વજ ગગનમાં અવિચળ ફરકતો રહે એ હેતુથી ગુરૂકુળો અને વિદ્યા-લયો સ્થાપવાં.

(૩) વેદધર્મ શું છે એ લોકો સરળતાથી સમજે એટલા માટે વેદધર્મનું સાહિત્ય મોટા પ્રમાણમાં તૈયાર કરવું. લોક—

શિક્ષણ અર્થે હિન્દી ભાષામાં પત્રિકાઓ કાઢવી અને પુસ્તકો લખવાં. વેદના સંસ્કૃત ગ્રંથોનું હિન્દી ભાષાન્તર કરવું અને તેમનો સાચો અર્થ સમજાવનારાં સરળ ભાષ્યો રચવાં.

આ કાર્યક્રમ લઇને, ૧૮૬૮ની આખરમાં મહર્ષિ પાછા ગામે ગામ ભટકવા નીકળી પડયા. પ્રથમ એ કનોજ ગયા. ત્યાં પહેલું વ્યાખ્યાન આપી મહર્ષિ ફરૂકાબાદ ઉપડયા. ત્યાંથી આસપાસનાં ગામડાંમાં વેદધર્મનો જયનાદ ગજવતા મહર્ષિ ૧૮૬૯ના જુલાઇમાં કાનપુર આવ્યા. કાનપુર પહોંચીને મહર્ષિએ વેદધર્મના પ્રચારાર્થે પત્રિકા ઉપર પત્રિકા પ્રગટ કરવા માંડી અને વ્યાખ્યાન ઉપર વ્યાખાન આપવા માંડયાં. એ બધાંમાં મહર્ષિએ એક જ પ્રચંડ ઘોષણા કરી કે 'વેદધર્મ એક ઇશ્વરમાં જ માને છે, વેદધર્મ મૂર્તિપૂજામાં નથી માનતો; વેદશાસ્ત્ર એ એક જ સાચું આધારભૂત ધર્મશાસ્ત્ર છે; પુરાણ કે ભાગવત નહીં.' મહર્ષિજીની આ ઘોષણાએ સ્થિતિચુસ્ત પક્ષમાં ભારે ક્ષોભ ઉત્પન્ન કર્યો. તેમને ભય પેઠો કે આ સંન્યાસી સનાતન ધર્મનું સત્યાનાશ વાળી નાંખશે. તેમણે દયાનન્દજીના સંબંધમાં લોકોમાં ખોટી અફવાઓ ફેલાવવા માંડી કે એ સાધુ ખ્રીસ્તી ધર્મનો પાદરી છે અને સનાતન ધર્મને—મૂર્તિપૂજાને વગોવી હિન્દુઓને ખ્રીસ્તી બનાવવા આવ્યો છે. તેમણે હિન્દુઓને દયાનન્દજીના વ્યાખ્યાનમાં જવાની મના કરી અને જે કોઇ એવી સભામાં હાજરી આપે તેમને નાતબહાર મૂકવા માંડયા. કેટલાયને એ ગુન્હા બદલ પ્રાયશ્ચિત લેવરાવ્યાં. અને એ છતાં, દયાનન્દજીની સભામાં હજારોની સંખ્યામાં હિન્દુઓ હાજરી આપતા.

સ્થિતિચૂસ્તોએ દયાનન્દજીની સામે તેમનાથી બની તેટલી ગેરસમજૂત ઉભી કરી, છતાં દયાનન્દજીનું પ્રચારકાર્ય જોશભેર આગળ વધવા માંડયું અને પુરાણીઓનું પોલાણુ પણ દિવસે દિવસે ઉઘાડું પડવા માંડયું. આખરે તેમને દયાનન્દજીની સાથે શાસ્રાર્થ ઉપર વિવાદ ગોઠવવો પડ્યો. વિવાદની તારીખ ૩૧મી જૂલાઇ ઠરી; અને વિવાદસભાનું અધ્યક્ષસ્થાન કાનપુરના જોઇન્ટ માજીસ્ટ્રેટ થેરે સાહેબને અપાયું. મુકરર તારીખે થેરે સાહેબના અધ્યક્ષપદ નીચે મહર્ષિ અને તેમના વિરોધી પક્ષ વચ્ચે વિવાદ ચાલ્યો. અને અન્તે કાજીને આસનેથી વિદ્વાન્ અંગ્રેજે ઈન્સાફ તોળ્યો કે દયાનન્દની દલીલો વેદશાસ્રને અનુરૂપ હતી, એટલે દયાનન્દને જ વિજય વરે છે.

ન્યાયમાં અને વિવાદમાં દયાનન્દ અદ્વિતીય હતા. એ ક્ષેત્રમાં એમની સ્પર્ધા કરી શકે એવો એક પણ પુરૂષ એ કાળે હિન્દુસ્થાનમાં ભાગ્યે જ હશે એવી દયાનન્દજીનો બુદ્ધિપ્રતાપ જાણનારાઓને મુખેથી એ મહર્ષિની પ્રશંસા ઝરતી. એમની દલીલ પ્રતિસ્પર્ધીને પરાસ્ત કરે તેવી સચોટ મનાતી. એમનું વકતૃત્વ શ્રોતૃવર્ગને વશ કરી લ્યે એવું જાદુઇ લેખાતું. એમના મુખમાંથી વાણીનો એવો અમૃત–પ્રવાહ વહેતો કે સાંભળનારાઓ મુગ્ધ બનીને સાંભળ્યા જ કરતા; અને, કહે છે કે, જે મહર્ષિજીનો વિરોધ કરવા આવતા તે એમનો વિજય સ્વીકારી, એમના ચરણમાં મસ્તક ઢાળી એ મહર્ષિની ગુણસ્તુતિઓ ગાતા પાછા ફરતા.

મહર્ષિજીની એ શક્તિઓએ કાનપુરમાં વેદધર્મનો વિજયધ્વજ રોપ્યો.

(૨)

કાનપુરથી મહર્ષિ કાશી ગયા. કાશી એટલે તો હિન્દુઓનું મહા તીર્થ, હિન્દુ ધર્મનું પાટનગર. ત્યાં ધુરંધર પંડિતો વસતા. તેઓ પોતપોતાના મકાન ઉપર જ્ઞાનનો દીપક અખંડ સળગતો રાખતા. દયાનન્દજીએ એ પાટનગર સર કરવાનો અને પંડિતોના દીપકો બુઝાવવાનો નિશ્ચય કર્યો. ૧૮૬૯ની ૨૩મી ઓક્ટોબરે દયાનન્દજીએ કાશીમાં પ્રથમ પગ મૂકયો. ત્રણ અઠવાડિયાં સુધી તેમનાં વ્યાખ્યાનો અને ભાષણો ચાલ્યાં. કાનપુરની જેમ કાશીનો પુરાણપ્રેમી પંડિતસમુદાય પણ મુંઝાયો. આખરે તા. ૧૭મીએ વિવાદસભા ગોઠવાઇ સભામાં પ્રતિષ્ઠિત સંસ્કૃત પંડિતોએ સારી સંખ્યામાં હાજરી પૂરી. કાશીના મહારાજા પણ હાજર રહેલા. આખી સભા સામા પક્ષની હતી. એ વિરોધીઓની વચ્ચે એકલા છતાં અડગ બેઠેલા મહર્ષિજીએ શાસ્ત્રાર્થ કરવા માંડયા. પંડિતોએ પોતાના અર્થ સામા મૂકવા માંડયા. વિવાદ કલાકો સુધી ચાલ્યો. ન્યાયની તુલા હજી કોઈ બાજુએ નમી ન્હોતી. ત્યાં તો વિરોધીઓએ કોલાહલ મચાવ્યો કે દયાનન્દ હાર્યા. તાળીઓના બુમરાણમાં દયાનન્દજીનો બુલન્દ અવાજ દટાઇ ગયો. સભામાં ભંગાણ પડ્યું. દયાનન્દજી ઉપર પ્રતિપક્ષીઓએ ઇંટો અને પત્થરોનો વરસાદ વરસાવ્યો.

( ૩ )

કાશીથી મહર્ષિજી ચંદ્રસેન બારીસ્ટરના આમંત્રણે, ૧૮૭૨ના ડીસેમ્બરમાં કલકત્તા ગયા. કલકત્તા તો બંગાળાનું પાટનગર. બંગાળામાં એ વખતે કેશવચંદ્ર સેન અને દેવે-

ન્દ્રનાથ ઠાકુર જેવા સુધારકોનો પહોર ચાલતો હતો. બ્રહ્મસમાજની પ્રવૃત્તિ ત્યારે પૂર જોશમાં હતી. બંગાળામાં પશ્ચિમનાં નવાં અજવાળાં ધીમે ધીમે પણ સ્થિરતાપૂર્વક પ્રસરતાં જતાં હતાં. એ સંજોગોમાં હિન્દુસ્થાનના બીજા કોઇ પણ ભાગ કરતાં બંગાળામાં સુધારકનું કાર્ય વિશેષ સરળ હતું.

દયાનન્દજી કલકત્તા ગયા, ત્યારે ત્યાંની સનાતન ધર્મ-રક્ષિણી સભા વેદનું શિક્ષણ આપવા અર્થે સંસ્કૃત પાઠ-શાળા સ્થાપવાનો વિચાર ચલાવતી હતી. દયાનન્દજીએ તેમાં બનતી સહાય કરવાનું વચન આપ્યું.

વેદ પાઠશાળાની સ્થાપનાના કાર્યને જોઇતો વેગ આપ્યા પછી મહર્ષિજીએ નિયમ મુજબ વેદધર્મ ઉપર વ્યા-ખ્યાનો આપવા માંડ્યાં. વ્યાખ્યાનમાં બ્રહ્મોસમાજના અને શિક્ષિત વર્ગના કેટલાયે પ્રતિષ્ઠિત પુરૂષો અને સ્ત્રીઓ હાજરી આપતાં. દયાનન્દજી સંસ્કૃતમાં વ્યાખ્યાન કરતા. તેમના કેટલાક વિચારોની સાથે શિક્ષિત શ્રોતૃવર્ગને મતભેદ રહેતો, છતાં મહર્ષિજીની વિદ્વત્તા અને વકતૃતા ઉપર તો સૌ વારી જતા.

મહર્ષિજીનાં વ્યાખ્યાનોથી આકર્ષાઇને કેશવચંદ્ર સેન, દેવેન્દ્રનાથ ઠાકુર અને એવા સુશિક્ષિત બંગાળી અગ્રેસરો મહર્ષિજીની મુલાકાત અર્થે વારંવાર તેમને ઉતારે આવતા. કેશવચંદ્ર સેન અને દયાનન્દજી એ બન્ને પુરૂષવરો વચ્ચે તો જાણે પ્રેમ બંધાઇ ગયો. પછી તો કેશવચંદ્ર સેનના સૂચનથી દયાનન્દજીએ 'દાર્શનિક તત્ત્વ-જ્ઞાન' અને સાંખ્ય દર્શન' ઉપર વિદ્વત્તાભર્યાં વ્યાખ્યાનો

આપી સૌને ચકિત કરી દીધા. મહર્ષિજીના સંસ્કૃત વ્યાખ્યાનોનાં ભાષાન્તર કરનારાઓ ખૂબ જ ભૂલો કરતા હોવાથી, કલકત્તાથી મહર્ષિજીએ હિન્દીમાં વ્યાખ્યાન આપવાનું શરૂં કર્યું અને છેલ્લાં થોડાં વ્યાખ્યાન હિન્દીમાંજ આપ્યાં. કલકત્તા ચાર માસ રહી મહર્ષિ ૧૯૭૩ના એપ્રીલમાં મુંબાઇ જવા નીકળ્યા.

(૪)

પ્રથમ મહર્ષિ હુગલી આવ્યા. ત્યાં પંડિત તારાચરણ સાથે મૂર્તિપૂજા ઉપર વિવાદ થયો. હુગલીથી કાનપુર આવ્યા અને કાનપુરથી ફરૂકાબાદ આવ્યા. ફરૂકાબાદમાં મહર્ષિએ વાયવ્ય પ્રાન્તના લેફ્ટેનન્ટ ગવર્નર સર ચાર્લ્સ મુરની મુલાકાત લીધી અને તેને હિન્દુસ્થાન જેવા ખેતીપ્રધાન દેશ માટે ગૌરક્ષાનું મહત્ત્વ સમજાવ્યું. મહર્ષિજીએ એ અંગ્રેજ શાસકને ગૌરક્ષાનો કાયદો કરવા સૂચન કર્યું અને એ અંગ્રેજે, એ દિશામાં પોતાથી બનતું કરવા મહર્ષિજીને વચન આપ્યું.

ત્યારબાદ મહર્ષિજી અલીગઢ, વૃન્દાવન, મથુરા વગેરે અનેક હિન્દુ ધર્મનાં ધામોમાં ભટક્યા અને એ બધે સ્થળે સાચા સનાતન ધર્મ ઉપર વિપ્લવકારી વ્યાખ્યાનો દીધાં. એમ ફરતા ફરતા મહર્ષિજી અલાહાબાદ ગયા અને ત્યાં ૧૮૭૪ના સપ્ટેમ્બરની આખર સુધી રહ્યા. ત્યાંથી મહર્ષિજી, મુંબાઈના કેટલાક અગ્રગણ્ય હિન્દુઓના આમંત્રણને સ્વીકારી, નાશક અને જબલપુર થઈ, મુંબાઇ પહોંચ્યા. ૧૮૭૪ના નવેમ્બર માસમાં મહર્ષિજીએ

પોતાના વતન તરફના એ રાજનગરમાં પહેલી જ વાર પગ મૂકયો.

મુંબાઇ એ વખતે આખા ઇલાકાનું વાણિજ્યનું મથક બની ચૂકયું હતું; અને વેપારી વર્ગનો મોટો ભાગ, થોડા પારસીઓ સિવાય, વલ્લભાચાર્યના અનુયાયી હિન્દુઓનો હતો. એ કાળમાં વલ્લભ પંથનું પતન થયું હતું. એના આચારવિચારમાં અનાચારનું વિષ પ્રસરી ગયું હતું. અને એની સામે બંગાળના બ્રહ્મોસમાજની જેમ, મુંબાઇમાં પણ પ્રાર્થનાસમાજને નામે સુધારક પ્રવૃત્તિઓ શરૂ થઇ હતી. એ વખતે દયાનન્દજીએ મુંબાઇમાં ઉતરી વેદધર્મનાં પ્રવચનો કરવા માંડયાં; અને વલ્લભપંથના સડાઓ નીડરતાપૂર્વક નિન્દવા માંડયાં. દયાનન્દજીની બળવાની યુદ્ધ–વાણી સાંભળી જેમ બીજાં સ્થળોએ સ્થિતિચૂસ્ત વર્ગમાં જબરો ખળભળાટ મચી રહેતો, તેમ મુંબાઇમાં યે વલ્લભ–ઘેલા વૈષ્ણવોમાં મોટો ક્ષોભ થયો. બીજાં સ્થળોએ જેમ દયાનન્દજીના શિર ઉપર ઇંટો અને પથરાનો વરસાદ વરસતો, તેમ મુંબાઇમાં પણ એવો વરસાદ વરસ્યો; ઉપરાંત મહર્ષિજીના મસ્તક ઉપર નરકની નીકો ખુલ્લી મૂકાઇ અને કેટલાક ધર્મઝનુનીઓએ તો એ યોગી પુરૂષને ઝેર પાઇ તેનો જાન લેવાનો પ્રયત્ન કર્યો. દયાનન્દજીએ એ બધા હુમલાને હસતે મુખે પુષ્પવૃષ્ટિની જેમ વધાવી લીધા. આદિત્ય બ્રહ્મચારી મહર્ષિજી પોતાને ખવરાવાયેલું ઝેર પણ સુખેથી પચાવી ગયા.

આમ એક નિષ્ફળતા પછી બીજી નિષ્ફળતા મેળવવા જ મુંબાઇના પુરાણમાર્ગી પંડિતોએ દયાનન્દજીની સામે ચોવીસ સવાલોવાળી એક નનામી પત્રિકા પ્રસિદ્ધ કરી.

એ પત્રિકા દુર્લક્ષ કરવાને લાયક હતી, છતાં દયાનન્દજીએ એમાંના બધા સવાલોના જવાબ દીધા; અને પંડિતોનાં મુખ બંધ કરી દીધાં.

મુંબાઈમાં મહર્ષિજી બે માસ રહ્યા. દરમ્યાન તેમનાં વ્યાખ્યાનોએ અને રૂઢિધર્મ ઉપરનાં તેમનાં સમર્થ આક્રમણોએ નવા તૈયાર થતા સુધારક પક્ષને ખૂબ જોર આપ્યું. ત્યારબાદ મહર્ષિજી થોડા દિવસ અમદાવાદ અને રાજકોટ જઈ આવ્યા. કહેવાય છે કે મહર્ષિજી રાજકોટથી એક રાત તેમના વતન ટંકારા જઈ આવેલા. એમ પણ કહેવાય છે કે મહર્ષિજીની એક મહેચ્છા તો તેમની સુધારક પ્રવૃત્તિઓની શરૂઆત તેમની જન્મભૂમિ કાઠિયાવાડમાં કરવાની હતી. એટલા માટે જ તે રાજકોટ તરફ ગયેલા. પણ તેમને કાઠિયાવાડમાં જરા યે અનુકૂળ વાતાવરણ ન દેખાયું. એટલે મહર્ષિજી ૧૮૭૫ના જાન્યુઆરીની ૧૮મી તારીખે પાછા બીજી વખત મુંબાઈ આવ્યા. મહર્ષિજીએ ત્યાર પછી જન્મભૂમિ તરફ—કાઠિયાવાડ તરફ, તેમના જીવનમાં, ફરીવાર પગલાં કર્યાં જ નહીં.

(૫)

હરદ્વારના મેળામાંથી હતાશ થઈ વધુ સામર્થ્ય માટે અરણ્યમાં ચાલી નીકળેલા મહર્ષિજીના બીજી વારના પ્રયત્નોનો પણ એક દશકો પૂરો થવા આવ્યો. મહર્ષિજીએ અજબ હિમ્મતથી અને અદ્વિતીય ચાતુર્યથી તેમનો વેદ–સંદેશ ગામેગામ પ્રચાર્યો. મહર્ષિજીએ હિન્દુ ધર્મનાં તીર્થધામોમાં જઈ વિવાદો ચલાવ્યા, પંડિતો સાથે શાસ્ત્રાર્થ કર્યા. મહર્ષિજીએ મૂર્તિપૂજાને તુચ્છકારી કાઢી અને એક ઈશ્વર અને એક ધર્મશાસ્ત્રના સનાતન

સત્યની ઘોષણા કરી. એકલો માણસ જેટલું કરી શકે તેટલું બધું યે મહર્ષિજીએ એક દશકા સુધી કર્યું. એ સંચલનથી મહર્ષિજીએ પુરાણધર્મની ઇમારતના પાયા ડોલાવી મૂકવાની આશા રાખેલી. પણ એ પાયા ઉંડા નીકળ્યા. અવની અને આકાશ એક કરી શકે એવા અમાનુષી શક્તિશાળી પુરૂષથી પણ ન ડગમગે એટલા ઉંડા અને સુદૃઢ એ પાયા હતા. પણ દયાનન્દજીએ એ ઇમારતને જમીનદોસ્ત કરવાનો જીવનધર્મ સ્વીકાર્યો હતો. એટલે તેમણે તેમનો હલ્લો વધારે સમર્થ બનાવવા નવો માર્ગ શોધવા માંડ્યો.

અત્યારસુધીના મહર્ષિજીના નિરંતર પ્રવાસે અને દેશમાં પ્રસરતી જતી વિધવિધ સુધારક પ્રવૃત્તિઓના એમના પરિચયે મહર્ષિને કેટલાયે નવા અનુભવો આપેલા. મહર્ષિજીએ તેમના જેવું કાર્ય હાથ ધરી રહેલા બંગાળના બ્રહ્મોસમાજ અને પ્રાર્થનાસમાજ જોયા, તેમના સ્થાપકની અને સંચાલકોની કાર્યપ્રણાલી જોઇ. તે બધા ઉપરથી મહર્ષિજીને લાગ્યું કે તેમનું જીવનકાર્ય પાર ઉતારવા અને ભવિષ્યમાં એ જુસ્સો ટકાવી રાખવા એક સંસ્થા જોઇએ. મહર્ષિજીના એ વિચારને પરિણામે ૧૮૭૫ના એપ્રીલ માસની ૧૦મી તારીખે મુંબાઇમાં આર્યસમાજની સ્થાપના થઇ. મુંબાઇના પ્રજાજનોની જાહેરસભાએ આર્યસમાજના અઠ્ઠાવીશ નિયમો નક્કી કર્યા. એ નિયમોમાં ૧૮૭૭માં મહર્ષિજીના હસ્તે સુધારાવધારા થયા પછી, આજે આર્યસમાજમાં નીચેના દશ સિદ્ધાન્તોનું શાસન ચાલે છે.

(૧) સર્વ સત્યવિદ્યા અને જે વસ્તુઓ ... વિદ્યાથી જાણી શકાય છે તે બધાનું આદિ મૂળ પરમાત્મા છે.

(૨) ઇશ્વર સચ્ચિદાનન્દ સ્વરૂપ, નિરાકાર, સર્વ શક્તિમાન, ન્યાયકારી, દયાવન્ત, અજન્મ, અનન્ત, નિર્વિકાર, અનાદિ અનુપમ, સર્વાધાર, સર્વેશ્વર, સર્વવ્યાપક, સર્વાન્તર્યામી, અજર, અમર, અભય, નિત્ય, પવિત્ર અને સૃષ્ટિનો સરજનહાર છે. પરમેશ્વર એકજ ઉપાસનીય છે.

(૩) વેદ સત્યવિદ્યાઓનો ગ્રંથ છે. વેદનો પાઠ કરવો અને કરાવવો, વેદનું શ્રવણ કરવું અને કરાવવું એ પ્રત્યેક આર્યનો ધર્મ છે.

(૪) સત્યનો સ્વીકાર કરવામાં અને અસત્યનો ત્યાગ કરવામાં સદા તત્પર રહેવું ઘટે.

(૫) દરેક કામકાજ ધર્માનુસાર એટલે સત્યાસત્યનો વિચાર કર્યા પછી જ કરવું ઘટે.

(૬) સંસારનું કલ્યાણ કરવું એટલે ચેતન માત્રની શારીરિક, સામાજીક અને આત્મિક ઉન્નતિ માટે પ્રયત્ન કરવા એ સમાજનો મુખ્ય ઉદ્દેશ છે.

(૭) પ્રેમ, ધર્મ અને ન્યાય અનુસાર સર્વની સાથે વર્તવું.

(૮) અવિદ્યાનો નાશ કરવો અને વિદ્યાની વૃદ્ધિ કરવી.

(૯) કોઇએ માત્ર પોતાની અંગત ઉન્નતિમાં સંતોષ નહીં માનવો જોઇએ, પરંતુ સર્વની ઉન્નતિમાં પોતાની ઉન્નતિ સમજવી જોઇએ.

(૧૦) સમષ્ટિના હિતને અર્થે સમાજના જે નિયમો હોય તેનું સૌએ પાલન કરવું ઘટે; પરંતુ જે નિયમો માત્ર વ્યક્તિના હિતને સ્પર્શતા હોય તેના પાલનમાં પ્રત્યેક મનુષ્યને સ્વતંત્રતા હોવી જોઇએ.

એવા પવિત્ર સિદ્ધાન્તો સાથે, મુંબાઇમાં આર્યસમાજનું પ્રથમ બીજ રોપાયું. એ બીજમાંથી આજે આખા આર્યાવર્તમાં તેની શાખાઓ અને ઉપશાખાઓ પ્રસારતું એક પ્રચંડ વૃક્ષ નીકળ્યું છે. એ વૃક્ષની કોઇ કોઇ શાખા તો દુનિયાના બીજા ખંડોમાં યે પહોંચી છે. એની છાયા નીચે—આર્યસમાજના આશ્રય નીચે આજે લાખોની સંખ્યામાં હિન્દુ નરનારીઓ તેમના ધર્મની, તેમની કોમની, તેમના દેશના ઉદ્ધારની અનેકવિધ પ્રવૃત્તિઓ અથાક કરી રહ્યા છે. એજ મહર્ષિજીનું જીવનકાર્ય હતું. એના પાયા મુંબાઇમાં નંખાયા.

*

# વિજયને શિખરે

(૧)

હિન્દુત્વને હણનારા શત્રુ–દળની સામે એકલે હાથે સંગ્રામ ખેલવાના સ્વામીજીના એ દોહ્યલા દિવસો હવે પૂરા થયા. આશરે એક દશકાના અખંડ અને અડગ રણસંગ્રામ પછી સ્વામીજીના ઝંડા નીચે સૈનિકો જમા થવા લાગ્યા. ઠેર ઠેર સ્વામીજીને શિષ્યો અને અનુયાયીઓ મળવા માંડયા. સ્થળે સ્થળે સ્વામીજીના આર્યસમાજની શાખાઓ ઉઘડવા લાગી. મુંબાઇમાં પ્રથમ આર્યસમાજ સ્થાપ્યા પછી સ્વામીજીની જીવનઅવધ માત્ર એક દશક જ લંબાઇ; પણ એ દશક દરમ્યાન તો આર્ય-સમાજનાં મૂળ આર્યાવર્તમાં ઠેઠ પાતાળ સુધી ઉંડાં ઉતરી ગયાં. સ્વામીજીના જીવનકાર્યની સિદ્ધિનો દિવસ જાણે નજીક આવી પહોંચ્યો.

મુંબાઇમાં આર્યસમાજનાં મૂળ નાંખ્યા પછી, મહર્ષિજીએ પ્રથમ કામ એ સંસ્થાની શાખાઓ પાથરવાનું જોશભેર ઉપાડયું; અને એ અર્થે મહર્ષિ મુંબાઇથી

પહેલા પુના ગયા. પુનામાં તેમણે પંદર વ્યાખ્યાનો આપ્યાં. વ્યાખ્યાનોએ એ મરાઠા પાટનગરના સુશિક્ષિત નરનારીઓને મુગ્ધ કરી દીધાં. પુનામાં આર્યસમાજની શાખા નંખાઈ. સુપ્રસિદ્ધ સંસારસુધારક સ્વ. રાનડે વગેરે દક્ષિણી અગ્રેસરો મહર્ષિજીના વાવટા નીચે આવી ઉભા. એ શિક્ષિત વર્ગે મહર્ષિજીના પુના–નિવાસ દરમ્યાન તેમનો ખૂબ સત્કાર કર્યો. મહર્ષિજીની હાથી ઉપર સ્વારી કાઢી તેમનાં બહુમાન કર્યાં. પણ એ વખતે સ્થિતિચૂસ્ત પક્ષે મહર્ષિજી ઉપર પત્થરો વરસાવ્યા અને કાદવ છાંટયો અને ભારે તોફાન મચાવ્યું. મહર્ષિજીના જાન ઉપર હુમલો થયો. મહર્ષિજીએ તો, હંમેશ મુજબ, એ બધું પ્રફુલ્લ ચિત્તે જ સહી લીધું.

પુનાથી અનેક ગામો અને નગરોમાં ભ્રમણ કરતા મહર્ષિ દિલ્હી આવ્યા. દિલ્હીમાં પ્રસિદ્ધ કેસરી દરબાર ભરાયો. તેમાં, સર્વ સંપ્રદાયના નાયકોએ સાથે મળી ધાર્મિક સંશોધનનું કાર્ય ઉપાડી લેવા મંત્રણા ચલાવી. બાબુ કેશવચંદ્ર સેન, સર સૈયદ અહમ્મદ, શ્રી. કનૈયાલાલ અલખધારી વગેરે સંપ્રદાય–નેતાઓએ એ સંમેલનમાં હાજરી આપી. પણ આખરે એ મંત્રણાનું કશું પરિણામ ન આવ્યું.

મહર્ષિજી દીલ્હીથી મીરજ ગયા. ત્યાં વેદટંકાર કરી સહરાનપુર પહોંચ્યા. સહરાનપુરથી ચાંદાપુરના ધર્મમેળામાં ભાગ લેવા ઉપડયા. ચાંદાપુરમાં મુનશી પ્યારેલાલજીએ સર્વ ધર્મના પ્રતિનિધિઓને નિમંત્રી એક ધર્મવિવાદ ગોઠવેલો. તેમાં ઇશ્વર, પૃથ્વી, શાસ્ત્ર, મુક્તિ વગેરે ધર્મના મુળતત્ત્વોને લગતા પાંચ સવાલો વિવાદ માટે મૂકાયા.

ખ્રીસ્તી ધર્મ અને મુસલમાન ધર્મના પ્રતિનિધિઓના ઉત્તરો સભાએ સાંભળ્યા પછી, મહર્ષિજીએ વેદ ધર્મના પ્રતિનિધિ તરિકે ઉત્તરો સંભળાવ્યા. કોનો ઉત્તર શ્રેષ્ઠ એ બાબત અનિશ્ચિત રહી. છતાં યે મહર્ષિજીના ઉત્તરોની મર્મજ્ઞતા, તલસ્પર્શિતા અને સચોટતાએ સભાના અંતર ઉપર સજ્જડ છાપ મૂકી.

ચાંદાપુરથી પરવારી આસપાસના પ્રદેશમાં વેદસંદેશ સંભળાવી, મહર્ષિજીએ પંજાબની મઝલ આદરી.

(૨)

મહર્ષિજીનું સાચું કીર્તિમંદિર તો પંજાબ છે. જે પાંચ નદીઓના દેશમાં વેદની પ્રથમ ઋચાઓ ઉચ્ચારાઇ, એ પંજાબમાં જ આર્યત્વના ઉદ્ધારનો સાચો આરંભ થયો; અને આજે, આર્યત્વના અજેય દુર્ગ તરીકે પણ એ વીર પંજાબ જ ઉભો છે.

એ પંજાબમાં મહર્ષિજીએ ૧૮૭૭માં પગ મૂકયો, અને પહેલું વ્યાખ્યાન લાહોરમાં દીધું. જાણે ગુરૂ નાનકદેવે મહર્ષિજીને માટે ક્ષેત્ર તૈયાર કરી મૂકયું હોય તેમ, મહર્ષિના એ પ્રથમ વ્યાખ્યાનની જાદુઇ અસર થઇ. પછીનાં વ્યાખાનોમાં શ્રોતાજનની જબ્બર મેદિની જામવા માંડી અને મહર્ષિજીનો વેદસંદેશ વીજળીને વેગે પંજાબમાં પ્રસરવા માંડયો. બે મહિનામાં તો, મહર્ષિજીએ પંજાબને કોઇ એવું વશીકરણ લગાડયું કે પંજાબીઓ, ગરીબ અને તવંગર, શિક્ષિત અને અશિક્ષિતનો ભેદ ભૂલી, દયાનંદ સરસ્વતીની પાછળ જાણે ઘેલા બની

ગયા. પંજાબમાં ઠેર ઠેર આર્યસમાજો સ્થપાવા લાગ્યાં, ગુરૂકુલો નંખાવા માંડયાં, શાળાઓ ઉઘડવા લાગી, અનાથાલાયો ઉભાં થવા માંડયાં. પંજાબમાં નવું ચેતન પ્રગટયું હોય, પંજાબીઓની નસોમાં નવું લોહી ઉભરાવા માંડયું હોય તેમ પંજાબીઓએ મહર્ષિજીના મનોભાવ બરાબર ઝીલી લીધા અને તેમના આદર્શ મુજબ હિન્દુ-કોમની પુનર્ જાગ્રતિનું કામ બરાબર ઉપાડી લીધું. સમસ્ત પંજાબમાં પ્રગટેલી એ હિન્દુત્વની અસ્મિતાએ હિન્દુ કોમમાં નવી જ રાષ્ટ્રીય અસ્મિતા સરજાવી, અને એને પરિણામે, એક દશકા પહેલાં પંજાબમાં એવો સમય આવી ગયો કે જ્યારે સરકાર આર્યસમાજ અને આર્યસમાજીને નામે ત્રાસતી. આજે યે પંજાબમાં આર્યસમાજનું દળ એક પ્રચંડ શક્તિરૂપે વિકસી રહ્યું છે. મહર્ષિજીનો પંજાબનો પ્રવાસ એવા અજબ કાર્યનો સાધક બની ગયો.

લાહોરમાં વ્યાખ્યાનમાળા વાંચી અને આર્યસમાજની સ્થાપના કરી, મહર્ષિજી અમૃતસર, ગુરૂદાસપુર, મુલતાન, બટાલા, ફિરોઝપુર, રાવળપીંડી, જેહલમ, ગુજરાત, વજીરાબાદ, વગેરે સ્થળોએ ફર્યા. મહર્ષિજી જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં તેમણે વ્યાખ્યાનો આપ્યાં, વિવાદ—સભાઓ આમંત્રી, વેદના સત્યાર્થની પત્રિકાઓ વહેંચી અને પરિણામે અનુયાયી—સંઘ જમાવી. આર્યસમાજની શાખાઓ સ્થાપી. એ રીતે મહર્ષિનું ૧૮૭૭નું આખું વર્ષ પંજાબમાં વીત્યું.

પંજાબથી નીકળી મહર્ષિજી ૧૮૭૮માં આગ્રા અને અયોધ્યાના પ્રાંતોમાં ફર્યા. ત્યાં પણ પંજાબના જેવો જ

કાર્યક્રમ અનુસર્યા. પણ ત્યાં પંજાબ જેટલી સફળતા ન મળી. ૧૮૭૯માં મહર્ષિજી બરેલી ગયા અને ત્યાં ખ્રીસ્તી ધર્માચાર્યો સાથે ધર્મવિવાદ ચલાવ્યો. તેમાં મહર્ષિને વિજય મળ્યો. બરેલીથી મહર્ષિ શાહપુર, લખનૌ, કાનપુર, ફરૂકાબાદ, પ્રયાગ, મિરજાપુર થઇ ૧૮૮૦ માં મીરત ગયા. મીરતમાં થીઓસોફીના સ્થાપક કર્નલ ઓલ્કોટ અને મેડમ બ્લેવેટ્સ્કી મહર્ષિજીનાં દર્શને આવ્યાં. મહર્ષિજીનું વિજયી વ્યક્તિત્વ, એમનું અગાધ તત્ત્વજ્ઞાન અને એમની અપાર વિદ્વતા જોઇ, થીઓસોફી–સમાજનાં સ્થાપિકા વિદુષી મેડમ બ્લેવેટ્સ્કીએ મહર્ષિજીની સ્તુતિ કરી. કર્નલ ઓલ્કોટે પણ મહર્ષિનો એકલો જ પ્રભાવ અનુભવ્યો. મીરત પછી, મહર્ષિજીએ તેમનો રાજપુતાનાનો પ્રવાસ શરૂ કર્યો.

(૩)

મુંબાઇ, મહારાષ્ટ્ર, આગ્રા, અયોધ્યા, મથુરા, કાશી, પંજાબ અને બંગાળ : આર્યાવર્તનાં એ તમામ અંગોમાં હિન્દુ–અસ્મિતા જાગ્રત કર્યા પછી મહર્ષિજીની દ્રષ્ટિ મેવાડ અને મારવાડના હિન્દુ નૃપતિઓના મુલક તરફ ફરી. પ્રજાને પ્રજાધર્મ સમજાવ્યા પછી મહર્ષિજીએ હવે રાજવીઓને રાજધર્મ બતાવવા મરૂભૂમિનાં રાજસ્થાનો ઉપર ચડાઇ કરી. ૧૮૮૧ના માર્ચ મહિનાની ૧૦મી તારીખે મહર્ષિજી ચિતોડ પહોંચ્યા અને ધર્મોપદેશનો આરંભ કર્યો. મહર્ષિજીની વાણી સુણવા અસીન્દના રાવ અર્જુનસિંહજી, ભીલવાડાના ફતેસિંહજી, શાહપુરના મહારાજાધિરાજ નાહરસિંહજી, કાનુડના રાવત ઉમેદસિં-

હજી, શાવડીના રાજા રાજસિંહજી વગેરે નરેન્દ્રોએ ચિતોડમાં પગલાં કર્યાં. ઉદયપુરના મહારાણાશ્રી પણ મહર્ષિજીનો ધર્મસંદેશ ઝીલવા ચિતોડ પધાર્યા અને એ દેવદૂતની અમૃતવાણી સાંભળી એના પગમાં મુગટ નમાવ્યો. ઉદયપુરપતિએ મહર્ષિજીને ઉદયપુર આવવા આગ્રહપૂર્વક પ્રાર્થના કરી.

મહર્ષિજી ખંડવા, ઇન્દોર, રતલામ વગેરે રયાસતોમાં થઇ ઉદયપુર ગયા. મહારાણા સજ્જનસિંહજીએ મહર્ષિજીનું માનભર્યું સ્વાગત કર્યું. સજ્જનનિવાસ બાગમાં નિવાસ આપ્યો. મહારાણાશ્રીએ કુટુમ્બપરિવાર અને રાજમાન્ય પુરૂષ વર્ગ સાથે મહર્ષિજીનાં વ્યાખ્યાનોમાં નિયમિત હાજરી આપવા માંડી. પરિણામે એમણે મહર્ષિજીના સદુપદેશથી અનેક વ્યસનો ત્યાગ્યાં.

મહારાણાશ્રીની મહર્ષિજી પ્રત્યેની ભક્તિ દિન પ્રતિદિન એટલી વધતી ગઈ કે એક દિવસ મહારાણાએ મહર્ષિજીને ચરણે એકાન્તમાં એક વિનતિ ધરીઃ 'ઉદયપુર રાજ્યે એકલિંગેશ્વર મહાદેવની પૂજાનો કુલધર્મ સ્વીકાર્યો છે; માટે આપ એ મૂર્તિપૂજાના ખંડનની વાત છોડી ઉદયપુરના રાજગુરૂ બનો; એકલિંગેશ્વર મહાદેવના મંદિરની લાખોની સમૃદ્ધિ આપના પાદાંબુજમાં ઠલવું.' મહર્ષિજીએ હસીને જવાબ દીધો : 'મહારાણાજી, આપનું મંદિર અને આપની રયાસત મને પરમાત્માની આજ્ઞા વિરૂદ્ધ આચાર કરવા નહીં લોભાવી શકે.' મહારાણાએ લજ્જિત બની મહર્ષિજીની ક્ષમા યાચી.

ઉદયપુરમાં મહર્ષિજીએ પરોપકારિણી સભા સ્થાપી. પોતાનાં વસ્ત્ર, ધન, પુસ્તક, મુદ્રણાલય વગેરે સર્વસ્વ

મહર્ષિજીએ એ સભાને સોંપી દીધું; અને એનો ઉપયોગ પરોપકારના કાર્યમાં કરવા ૨૩ સભ્યોનું એક વ્યવસ્થાપક મંડળ નીમ્યું. ઉદયપુરના મહારાણા સજ્જનસિંહજીને તેના પ્રમુખ, લાલા મૂળરાજને ઉપ-પ્રમુખ અને શાહપુરના મહારાજા, સ્વ. રાનાડે, રાજા જયકીશનદાસ વગેરે પુરૂષોને તે મંડળના સભ્યોનાં આસન અપાયાં. (૧) વેદ અને વેદાંગ વગેરે ધર્મગ્રંથોનું પ્રકાશન કરવું અને તેમનો પ્રચાર કરવો; (૨) વેદધર્મના પ્રચારાર્થે ઉપદેશકો દેશદેશાન્તરમાં મોકલવા, (૩) આર્યાવર્તના અનાથ અને દીનજનોના પાલન અને શિક્ષા માટે આશ્રમો સ્થાપવા; એમ એ સભાનો કાર્યપ્રદેશ નિર્માયો. આજે એ સભાની બે લાખની મિલ્કત છે અને એ મિલ્કત વડે સભા મહર્ષિનું જીવનકાર્ય પ્રચારવા યથાશક્તિ પ્રયાસ કરી રહી છે.

(૪)

ઉદયપુરથી મહર્ષિજી, ૧૯૮૩માં, નીમહાડે અને ચિતોડ થઇ શાહપુર ગયા. શાહપુરમાં ધર્મ અને નીતિ ઉપર વ્યાખ્યાન-પરંપરા આપી, શાહપુરાધિરાજને વેદધર્મના ઝુંડા નીચે સ્થાપી, મહર્ષિજી જોધપુરપતિના નિમંત્રણે ૧૮૮૩ના મે મહિનામાં જોધપુર ગયા. જોધાણનાથના અત્યંત પ્રેમને વશ બની મહર્ષિજી જોધપુરમાં ચાતુંમાસ રહ્યા. પણ એ ચાતુંમાસ પૃથ્વી ઉપરનું મહર્ષિજીનું છેલ્લું ચાતુંમાસ હતું. અનેક વિષ-પ્રયોગોને નિરર્થક ઠરાવનારા મહર્ષિજી જોધાણનાથની નર્તિકા નન્નીજાનના વિષ-પ્રયોગમાંથી ન બચ્યા.

અન્ય મહારાણાઓની જેમ જોધાણનાથ જસવંતસિંહજીએ પણ મહર્ષિજીના પ્રભાવ નીચે એમના રાજોચિત અનેક વ્યસનો અને વિલાસો ત્યાગવા માંડ્યા. જસવંતસિંહજીની માનીતી નાયકા નન્નીજાનથી એ ન સહાયું. એણે સ્વાર્થને ખાતર મહર્ષિજીનો જાન લેવાનું કાવતરૂં રચ્યું. મહર્ષિજીના એક રસોઇઆની બેવફાઇથી એ કાવતરૂં સફળ થયું. મહર્ષિજીને વિષ પીરસાયું.

દરરોજ સવારે ત્રણને ટકોરે મહર્ષિજીનાં નેત્રો ઉઘડતાં, શૌચ–સ્નાનમાંથી પરવારીને એ મહાનુભાવ યોગમાં બેસતા. તરેહ તરેહનાં આસનો વાળીને મહર્ષિ કસરત કરી લેતા. પ્રાણાયામમાં વિરાજતી વેળા મહર્ષિજીની પ્રતિમા તપેલા સુવર્ણ સરખી દેદિપ્યમાન લાગતી. સૂર્યોદય પૂર્વે તે ભટકવા નીકળતા; એટલી ઝડપથી ચાલતા કે બીજું કોઇ એમની સંગાથે જાય તો દોડવું પડે. દૂર એકાન્તમાં જઇ એક કલાક સુધી સમાધિ ચડાવતા. આઠને સુમારે પાછા ફરતા. પાછા ફરીને શબ–આસન લગાવી, તદ્દન નિર્જીવ જેવું શરીર બનાવી દઇને અર્ધી ઘડી સુધી મહર્ષિજી વિસામો લેતા. વિસામો ખાઇને શેર એક દૂધ પીતા. ત્યાર પછી અગીઆર વાગતાં સુધી લખવા–લખાવવાનું કામ ચાલતું.

પછી ભોજન કરતા. બે તોલાથી વધુ ઘી નહીં અને આઠથી વધુ રોટલી નહીં–એટલું મહર્ષિજી સારી પેઠે ચાવીને પેટમાં ઉતારતા. જમતાં જમતાં ખબરપત્રો પણ સાંભળી લેતા. ભોજન બાદ અર્ધી ઘડી આરામઃ પછી સાંજના ચાર સુધી કામકાજ : ચારથી આવનારાઓને મળવું, પ્રશ્નોના ઉત્તર દેવાઃ તે છેક દસ બજ્યા સુધી

ચાલતું. બરાબર દસના ટકોરે એક દુધનો કટોરો પીઈ મહર્ષિજી સ્વચ્છ બિછાના પર શયન કરતા, અને નિદ્રા જાણે કે વાટ જ જોતી હોય ને, એટલી ઝડપથી એ ઘસઘસાટ પોઢી જતા.

એ મુજબ મહર્ષિજીએ સંવત ૧૯૪૦ની કાળી ચૌદશની રાત્રે તેમના રસોયા જગન્નાથ પાસેથી દુધ મંગાવી પીધું. એ દુધમાં કાળકૂટ ઝેર મિલાવેલું હતું. એ જલદ ઝેરે આજીવન બ્રહ્મચારી દયાનન્દનો જીવ લીધો.

વિષપાન પછી જોધાણુનાથે મહર્ષિજીની સારવાર માટે મોટા મોટા હકીમોને નોતર્યા. એમના ઉપચાર સફળ ન થયા; મહર્ષિજીને આબુની છાયામાં અને પછી અજમેરમાં અંગ્રેજી તબીબોની સારવાર માટે લઈ ગયા. પણ એ વિષ કોઈ ન વાળી શક્યું. એક મહિનાની પથારી પછી કાર્તિક માસની કૃષ્ણ ચતુર્દશીની રાત્રિએ ઝેર ફુટી નીકળવાથી મહર્ષિના આખા શરીર ઉપર, મ્હોં ઉપર, જીભ ઉપર ફોલ્લા ઉઠ્યા. મહર્ષિજીને પારાવાર વેદના થવા લાગી, છતાં મૃત્યુંજયની સહનશીલતાથી સૌરાષ્ટ્રના એ નરશાર્દૂલ, વેદના મંત્રો ઉચ્ચારતા અને પરમાત્માના ગુણગાનની ગાયત્રી ગાતા, કાર્તિકની અમાસે મૃત્યુને ભેટ્યા. ભારતવર્ષને વેદના પ્રકાશથી ભરી દેનારા એ વેદ-ઝંડાધારીની જીવનજ્યોત ૧૮૮૩ના ઓક્ટોબરની ૩૦મી રાત્રિએ બુઝાઈ. ૫૯ વર્ષની આવરદા ભારતવર્ષના કલ્યાણમાં ખર્ચી એ મહર્ષિ કલ્યાણધામમાં ચાલ્યા ગયા.

એ ઝંડાધારીના અવસાન પછી યે, એનો રોપેલો આર્યત્વના ઉદ્ધારનો ઝંડો આજે વિશેષ ઉન્નત ભાવે ભારતના ગગનમાં ફરકી રહ્યો છે.

# પુરુષવર

## (૧)

જીવનના દરેકે દરેક ક્ષેત્રમાં દયાનન્દ સાચા વીરનર હતા. દયાનન્દના જીવન દરમ્યાન જેમણે એમને જોયા એ સૌને એક યોદ્ધા રૂપે જ દેખાયા. અને તેમના મૃત્યુ બાદ તેમના જીવનનો અભ્યાસ કરનારાઓને પણ મહર્ષિ સત્યના એક અચળ મહારથી સ્વરૂપે જ દેખાય છે.

સત્યનું ખડગ ધારી જીન્દગીભર ઝઝુમનારા યોદ્ધાનું કઠોર જીવન છતાં મહર્ષિજીના આખાયે જીવનમાં બસ ભવ્યતા જ ઝળહળી રહી છે. નિર્મળ ચારિત્ર્ય, આરોગ્યની અને બ્રહ્મચર્યની પ્રભાથી પ્રકાશતું મુખારવિંન્દ, એક કૌપિનભર અહર્નિશ ઉઘાડા રહેતા શરીરનો બુદ્ધિ જેટલોજ પ્રખર વિકાસ, પ્રતાપી લલાટ, તીક્ષ્ણ નયનદ્વય, વિશાળ ભુજાઓ, દેહની પૂરા પાંચ હાથની પહાડી ઉંચાઇ અને એક હાથમાં એથી યે ઉંચો દંડ : એ પ્રતિભાશાળી વ્યક્તિત્વ નીરખી પ્રેક્ષકનું મસ્તક મહર્ષિના ચરણમાં ઢળી પડતું. મહર્ષિજીને નીરખી મહાભારતના ભીષ્મ અને રામાયણના વ્રજકાય મારૂતી સ્મરણે ચડતા. આદિત્ય બ્રહ્મચારી દયા-

ન્દનો એવો દુર્ઘર્ષ અને દુર્દમનીય દેહ ભાળીને મેડમ બ્લેવેટ્સ્કી અને કેશવચંદ્ર સેન જેવા પણ તેજમાં અંજાઇ ગયેલા. મહર્ષિજીના બ્રહ્મચર્યના વર્ચસે જ એમને દોડતી જતી બે ઘોડાવાળી જોધાણનાથની ગાડીને પાછલું પૈડું પકડીને ઉભી રાખવાની અને ઝેર પચાવી જવાની તાકાત અર્પેલી. મહર્ષિજીએ બુદ્ધિનો અને આત્માનો પ્રખર વિકાસ સાધવાની સાથોસાથ શરીરનો પણ એટલો જ વિકાસ સાધેલો. બુદ્ધિના યજ્ઞમાં એમણે શરીરનો બલિ આપી દીધો નહીં. એટલે જ એમની વિવાદશક્તિ અપૂર્વ હતી; અને તેમની સ્મરણશક્તિ અતિ તીવ્ર હતી. પૂરતી કાળજીથી ખિલાવેલા એ લૌકિક સામાર્થ્યને પ્રતાપે જ મહર્ષિજીના કંઠમાં, વર્ષોના યુદ્ધને અંતે વિજયની વરમાળ પડી.

અને મહર્ષિજીના વિજયમાં સહાય પૂરનારા એમના જીવનના બીજા વિશિષ્ટ ગુણો યે જાણે કોઇ પાસાદાર મણિરત્નની જૂદી જૂદી પ્રકાશવંતી બાજુઓના જેવા જ પ્રકાશી રહે છે. મહર્ષિજીએ જીવનની છેલ્લી ઘડી સુધી મગજમાંથી એ ખ્યાલને ખસવા ન દીધો કે એણે વૈભવ અને વિલાસ સામે, દંભ અને દુરાચાર સામે, અધર્મ અને અનીતિ સામે, મહન્તગીરીઓ અને ગુરૂપદ સામે બળવો માંડ્યો છેઃ અને એટલે જ એણે એક લંગોટી ઉપર જ આખી જીન્દગી વીતાવી, શ્રીમઠના મહન્તની મહન્તગીરીની અને ઉદયપુર–નરેશની રાજગુરૂ બનવાની વિનવણીઓને લાત મારી અને તેના પોતાના આર્યસમાજના પ્રમુખ થવાની આર્યસમાજીઓની આગ્રહી માગણીઓને આખર સુધી અવગણી–

મહર્ષિ મરણ સુધી આર્યસમાજના સામાન્ય સભાસદ રહ્યા. મહર્ષિજીની એ નિઃસ્પૃહ મનોદશાએ એમની ઉદાર પ્રવૃત્તિઓને કેવી બલિષ્ઠ બનાવી દીધી છે ?

મહર્ષિએ કદિ કીર્તિને માટે કે સત્તાને માટે યે પરવાહ નથી કરી. સત્યને જેવું જોયું તેવું જ બોધનારા અને આચરનારા એ જીવનાન્ત સુધી અવધૂત જ રહ્યા. એના સત્યપ્રેમને કોઇ સામ્રાજ્યસત્તા ડગાવી શકી નહીં. કોઇ સંયોગો નમાવી શક્યા નહીં. એટલે જ બરેલીમાં ખડખડાટ હાસ્ય કરીને એ સત્યવીર બોલેલા કે, 'ત્રિલોકનું રાજ્ય મારે ચરણે ધરે તો યે હું સત્યનો સાથ નહીં છોડું. ત્રિલોક કરતાં સત્ય મને વધારે પ્રિય છે.'

(૨)

મહર્ષિજીને સત્ય પ્રત્યે જેટલો પ્રેમભાવ હતો એટલો જ પ્રબળ તેમનો અસત્ય અને દંભ પ્રત્યેનો તિરસ્કાર હતો. આર્યધર્મને નામે—આર્યાવર્તમાં વ્યાપેલા અસત્ય અને દંભ એમનાથી ન જોઈ શકાયા. એટલે જ તેમણે સત્યપ્રકાશને માટે, વેદધર્મના પુનઃસ્થાપનને માટે ભેખ લીધો. અને પછી તો મહર્ષિજીનો જ્વલંત આશાવાદ, એમનો અથાક ઉત્સાહ, એમનું અજેય ઇચ્છાબળ, એમની અડગ હિમ્મત, એમનું વિરલ ચારિત્ર્ય—એ સામર્થ્ય—ભંડોળના પ્રતાપે મહર્ષિએ ૐના જયનાદથી ભારતવર્ષ ગજાવી મૂક્યો. આજે યે એ ૐના જયનાદથી ભારતવર્ષનાં ગામગામડાં અને નગરો ગાજી રહ્યાં છે. એ મહર્ષિની હાકલથી આખી હિન્દુ કોમ જાગી ઉઠી છે.

મહર્ષિજીનો એ ૐનાદ અનેક વસ્તુઓનો સૂચક છે.

મહર્ષિજીનો ઝુનાદ એટલે વેદધર્મની પુનઃસ્થાપના અને એ વેદધર્મને નામે અનેક સામાજિક સુધારણાઓનો સદ્બોધ. મહર્ષિજીની એક માન્યતા હતી કે જે વસ્તુ બુદ્ધિને ગ્રાહ્ય ન હોય એ વસ્તુ કદિયે શાસ્ત્રીય ન હોય; અને એમના કાળમાં, આજની જેમ, એવી અનેક વસ્તુઓ, અનેક રૂઢિઓ અને રિવાજો ધર્મને નામે ચલણી બની ગયેલાં કે જેને બુદ્ધિ કદિયે સ્વીકારી શકે નહીં. એટલે મહર્ષિજીને વેદધર્મના પુનઃ પ્રચારને માટે પ્રથમ સામાજિક સુધારણાનું કાર્ય હાથ ધરવું પડ્યું. એમને મન વેદ-પ્રચાર અને સમાજસુધારણા બન્ને સરખા મહત્ત્વની વસ્તુઓ બની રહી. એ બન્ને મહર્ષિજીના મહાકાર્યના અનિવાર્ય અંગ બની ગયાં. મહર્ષિએ હિન્દુ જાતિમાં કોમ, જ્ઞાતિઓ અને વાડાઓના કોઇ પાર વિનાના ભેદ જોયા અને વેદશાસ્ત્રમાં વર્ણવેલા ચતુર્વર્ણોનો બોધ દીધો.

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર : એમ આદમીના કર્માનુસાર—જન્માનુસાર નહીં—ચાર વર્ણમાં હિન્દુસમાજની પુનર્રચનાનો બોધ દીધા પછી, મહર્ષિજીએ, હિન્દુ કોમનું શરીરબળ હણી રહેલા બાળલગ્નના રિવાજ ઉપર પ્રહાર કર્યો. તેમણે આદેશ દીધો કે ‘વેદશાસ્ત્ર મુજબ લગ્ન વખતે કન્યાની કમમાં કમ ૧૬ વર્ષની વય અને પુરૂષની ઓછામાં ઓછી ૨૫ની વર્ષની ઉમ્મર હોવી જોઇએ; એથી ઓછી ઉમ્મરે લગ્ન થાય એ શાસ્ત્ર વિરૂદ્ધ છે. જાતિનો હ્રાસ અટકાવવા સબળ સંતતિ જોઇએ; અને સબળ સંતતિ જન્માવવા પુખ્ત ઉમ્મરનાં સ્ત્રીપુરૂષોએ ગૃહસ્થાશ્રમ માંડવો જોઇએ. કાચી વયનાં પતિપત્નીના સંભોગમાંથી નીપજેલાં બાળકોને—એ બાળલગ્નના દૈત્યોને જ આર્યા-

વર્તની આજની અવદશા આભારી છે.' મહર્ષિના એ આદેશ મુજબ એમના અનુયાયી લાખો આર્યસમાજી-ઓમાંથી આજે બાળલગ્નનો કુરિવાજ બંધ થયો છે.

મહર્ષિજીએ હિન્દુ સ્ત્રીની દુર્દશા જોઇ સ્ત્રીઓને આચાર વિચારની યોગ્ય સ્વતંત્રતા આપવાની હિમાયત કરી. તેમણે પરદેશગમન સામે ધર્મને નામે ચાલતા પ્રતિબંધનો ઇન્કાર કર્યો અને પુરાતન ઇતિહાસમાંથી દૃષ્ટાંતો આપી સિદ્ધ કરી આપ્યું કે પ્રાચીન કાળમાં પરદેશગમનની પૂરેપૂરી છુટ હતી. એ સવાલ ઉપર મહર્ષિજીએ ઇતિહાસની દ્રષ્ટિએ સુંદર વિચારો રજુ કર્યા છે. એ માંહેનો એક ફકરો આ નીચે ઉતારી લઇએ:

'આર્યાવર્તના આર્યો આંતરરાષ્ટ્રીય સવાલો ચર્ચવા અને વેપાર ખેડવા જરૂર વિદેશોને પ્રવાસે નીકળતા. આજે આપણે માનીએ છીએ કે વિદેશગમનથી પવિત્રતા અને ધર્મનો લોપ થાય છે. તે માન્યતા અજ્ઞાનજન્ય છે. પરદેશોના પ્રવાસથી માણસનાં બુદ્ધિ અને ચાતુર્ય ખીલે છે. અને બીજા દેશની પ્રજાઓ પાસેથી ઘણું ઘણું જાણવાનું મળે છે. બીજાઓ પાસેથી સદ્‌ગુણો શીખવામાં પાપ હોઇ શકે જ નહીં. જે દેશ પરદેશગમન સામે પ્રતિબંધ મૂકે અને એમ દેશના વેપારવાણિજ્યની પ્રગતિ અટકાવે છે તે દેશનો અધઃપાત થાય છે, તે દેશના માણસોના લલાટમાં દીનતા અને દરિદ્રતા લખાયેલી રહે છે. આપણી સ્વાધીનતા, સમૃદ્ધિ અને સુખી દશાના વિનાશ માટે આવા આવા ગાંડા વહેમો જ જવાબદાર છે.'

મહર્ષિજીએ હિન્દુ સમાજના જુવાન વર્ગનો શારીરિક, માનસિક અને નૈતિક અધઃપાત જોયો અને એના નિવારણ અર્થે બ્રહ્મચર્યનો આદર્શ બોધ્યો. મહર્ષિજીના

એ બોધના પરિપાક સમાં આર્યસમાજનાં શિક્ષણ-વિદ્યાલયોમાંથી અનેક બળશાળી બ્રહ્મચારીઓ પાકી રહ્યા છે.

મહર્ષિજીએ સૌથી છેલ્લી છતાં યે સૌથી વિશેષ મહત્ત્વની વાત દલિતોદ્ધારની હાથ ધરી. તેમણે અંગ્રેજી ભાષાના જ્ઞાન વિના કે મેઝિની, ગેરબાલ્ડીના સ્વાતંત્ર્યના સિદ્ધાંતો સાંભળ્યા વિના કે ફ્રેંચ વિપ્લવની કથા વાંચ્યા વિના, હિન્દુ સમાજને માટે સ્વાધીનતા, સર્વબંધુતા અને સમાનતાની ઘોષણા કરી. તેમણે હિન્દુ સમાજમાં ચાલી આવતી અંત્યજ-અસ્પૃશ્યતાનો સખ્ત વિરોધ કર્યો; શુદ્રોને, સ્ત્રીઓને અને અંત્યજોને સર્વ કોઇની સમાન ગણવાની હિમાયત કરી.

મહર્ષિજીની આર્ષદ્રષ્ટિએ શિક્ષણપ્રચારની અને આદર્શ શિક્ષણ-પ્રણાલી સ્થાપવાની જરૂરત પણ જોઇ લીધી. આજે દેશમાં રાષ્ટ્રીય શિક્ષણના જે પ્રયોગો મંડાઇ રહ્યા છે તેની પાછળ ઉભેલા આદર્શો તો દયાનન્દજીએ દશકાઓ પહેલાં ઉચ્ચારેલા. ત્યારે શિક્ષણના અણખેડાયેલા ક્ષેત્રમાં દયાનન્દજી એકલા તેમનું હળ લઇ પ્રાથમિક ખેડકાર્ય કરતા. તેમના એ પરિશ્રમને પરિણામે તેમણે ગુરૂકુલ-શિક્ષણનો આદર્શ શોધ્યો. સર્વત્યાગી શિક્ષકો, બ્રહ્મચારી વિદ્યાર્થીઓ, ગામના કલુષિત વાતાવરણથી દૂર અરણ્યમાં ઉભેલા શિક્ષણ-આશ્રમોની પુરાતન શિક્ષણપ્રથા તેમણે સજીવન કરી. એ ગુરૂકુલોમાં મહર્ષિજીના આદર્શ મુજબ, વિદ્યાર્થીઓના ઉદ્યોગ-શિક્ષણ ઉપર ખૂબ ભાર મૂકયો. એ માટે સર્વવ્યાપક શિક્ષણની સર્વોપરિ જરૂરત પણ જાહેર

કરી, અને બાળક–બાળકીઓ બન્નેના ફરજીયાત શિક્ષણનો પ્રાચીન આદર્શ નવે સ્વરૂપે રજૂ કર્યો.

એ રીતે, મહર્ષિજીએ ધર્મ, સમાજ, અને શિક્ષણ એ જાતિના અસ્તિત્વને માટે મહત્ત્વના ત્રણે પ્રશ્નોના સમર્થ ઉકેલ રજૂ કર્યા અને આચરણીય સુધારાઓ યોજ્યા. મહર્ષિનું એ ત્રિવિધ સુધાર–કાર્ય તેમને સાચા રાષ્ટ્રવિધાયક તરીકેના પરમ પૂજનીય સ્થાને સ્થાપી રહ્યું છે. મહર્ષિની રાષ્ટ્રવીર તરીકેની સેવાઓની કદર હજી ભારતવર્ષ નથી કરી શક્યો. મહર્ષિના જીવનની મતસ્થાપક તરીકેની ભડકાવનારી છબી આલેખનારાએ ઉભા કરેલા કાળા ઓળાઓ નીચે સાચો દયાનન્દ, રાષ્ટ્રનો વિધાયક દયાનન્દ, દેશભક્ત દયાનન્દ દટાઈ ગયો છે એવું નિર્મળ નયનને સહેજે દેખાય છે. આવતી કાલે દયાનન્દજીના સુધાર–કાર્યમાં મીઠાં ફળ પાકી રહેશે અને આજના વેરાન ભારતવર્ષમાં નન્દનવન ખડું થશે, ત્યારે આવતી કાલની નવી પ્રજા એ પુરૂષવરને કૃતજ્ઞતાપૂર્વક જરૂર સંભારશે અને એ મહત્તર દયાનન્દને પ્રાતઃસ્મરણીય રાષ્ટ્રસૃષ્ટા તરીકે પૂજશે.

( ૩ )

મહર્ષિ દયાનન્દે તેમના જીવન–કાળમાં કેવું જબ્બર ઉદ્ધારકકાર્ય સાધ્યું છે અને તેમના મૃત્યુ પછી પણ એ કાર્ય કેટલું ફુલ્યુંફાલ્યું છે તેનો ખ્યાલ સરખો યે આવતાં આપણાં હૃદય અહેશાનની લાગણીથી છલોછલ ભરાઇ જશે.

મહર્ષિએ સ્થાપેલા આર્યસમાજની સંસ્થાઓની

સંખ્યા આજે ૧૫૧૦ થઇ છે. એ સંસ્થાઓ હિન્દુસ્થાનની ચોદિશના પ્રાન્ત પ્રાન્તમાં અને હિન્દુસ્થાન બહાર આફ્રિકા, અમેરીકા અને ફીઝીમાં ફેલાયેલી છે. આર્યસમાજને ચોપડે નોંધાયેલી એ સમાજના સભાસદોની સંખ્યા ૬૪૮૦૦૦ની છે. આર્યસમાજનું ખરૂં દળ તો એ ચોપડે ચડેલા સભાસદો કરતાં દશગણું વધારે કહેવાય. મહર્ષિજીના બોધ મુજબ જીવનમાં સુધારણા ઉતારનારા મહર્ષિજીના અનુયાયીઓ અર્ધો કરોડ હિન્દુઓ છે.

આર્યસમાજ તરફથી વાર્ષિક દોઢ કરોડ રૂપિયાને ખર્ચે ૫ કોલેજ, ૬૨ હાઇસ્કૂલ, ૧૫૦ મિડલસ્કૂલ, ૧૬૨ પ્રાથમિક શાળાઓ, ૧૪૨ રાત્રિ શિક્ષણશાળા તેમજ ૨૮ ગુરૂકુલ, ૩૦૦ સંસ્કૃત પાઠશાળા, ૩ કન્યા ગુરૂકુલ, ૧ કન્યા મહાવિદ્યાલય, ૨ કન્યા વિદ્યાલય (હાઇસ્કૂલ) અને ૨૬૨ કન્યાશાળાઓ ચાલી રહી છે. એ લગભગ ૧૨૦૦ સરસ્વતી–મંદિરો આર્યસમાજીઓના દાન ઉપર જ નભે છે. એ માંહેના કેટલાંયે શિક્ષણાલયોને આજે તેમની પોતાની માલિકીની લાખોની મિલ્કત છે. દુનિયાની સપાટી ઉપર એક પણ એવો સમાજ કે પંથ હસ્તી નથી ધરાવતો કે જેના તરફથી ૧૨૦૦ શિક્ષણાલયો, સરકારની કશી યે સહાય લીધા વિના શિક્ષણપ્રચારનું પ્રચંડ કાર્ય કરતાં હોય.

આ ઉપરાંત, આયસમાજ તરફથી ૪૮ અનાથાલયો, ૪૦ વિધવાશ્રમો, અન ૧૪ ઔષધાલયો ચાલી રહ્યાં છે.

આર્યસમાજનાં સૌથી વિશાળ પુસ્તકાલયો લાહોરની દયાનન્દ એંગ્લોવેદિક કોલેજમાં, કાંગડી ગુરૂકુલમાં અને

વૃંદ્રાવન પ્રેમ–મહાવિદ્યાલયમાં ઉભાં છે. ભારતવર્ષના શ્રેષ્ઠ પુસ્તકાલયોની હોડ કરી શકે એવાં તે સમૃદ્ધ છે.

વેદધર્મના પ્રચાર અર્થે, હિન્દુત્વને જાગ્રત કરવાના ઉદ્દેશથી, આર્યસમાજ તરફથી, હિન્દુ, ઉર્દૂ, અંગ્રેજી, ગુજરાતી, તેલુગુ વગેરે ભાષાઓમાં દૈનિક, સાપ્તાહિક, પાક્ષિક અને માસિક મળીને આજે કુલ ૪૦ સામયિકો પ્રગટ થાય છે.

ગયા વર્ષથી એક આર્ય–સ્વરાજ્યસભા સ્થાપવામાં આવી છે. તેના તરફથી પંજાબમાં પતિતોદ્ધારનું કાર્ય વેગથી વધી રહ્યું છે. સંયુક્ત પ્રાન્તમાં આર્યસમાજીઓના ઉપયોગને અર્થે એક કોઓપરેટીવ બેન્ક ચાર વર્ષથી લખનૌમાં સરસ રીતે ચાલી રહી છે.

આટલી વિધવિધ સંસ્થાઓ આપવા ઉપરાંત દયાનન્દજીએ–એમના આર્યસમાજે અનેક સમર્થ દેશભક્તો આપ્યા છે. લાલા લજપતરાય, લાલા હંસરાજ, લાલા હરદયાળ, સ્વામી શ્રદ્ધાનંદ, ગુરૂદત્ત, લેખરામ, રાજા મહેન્દ્રપ્રતાપ, રામભૂજદત્ત ચૌધરી, પ્રો. રામદેવ, ભાઇ પરમાનન્દ, સ્વામી સત્યદેવ વગેરે અનેક રાજકીય નેતાઓ એ આર્યસમાજની ભારતવર્ષને ચરણે બક્ષીસ છે.

આવું કાર્ય સાધનારો, આટલો પ્રેરક સંદેશ આપનારો, આવડો જબ્બર અનુયાયી સંઘ મેળવનારો, રાષ્ટ્રોદ્ધારની આવી પ્રચંડ શક્તિ સર્જનારો કોઇ પુરૂષ ભારતની તવારીખમાં બીજો નથી દેખાતો. દયાનન્દ અજોડ છે. એ પુરૂષવરના ચરણમાં કોટિ કોટિ પ્રણિપાત હો !



# આર્યસમાજનો યુગધર્મ

(૧)

આર્યસમાજના યુગધર્મની વાત કરનાર હું આર્ય-સમાજી છું અને નથી; છું એટલા માટે કે આર્યસમાજની સંસ્થા જે ઉદ્દેશ્યથી જન્મ પામી તે ઉદ્દેશ્યનો હું ઉપાસક છું; આર્યસમાજીઓમાં જે પ્રાણ, જે બહાદુરી, જે યુયુત્સુતા અને જે હિન્દુત્વના પુનરૂદ્ધારનો આતશ જોવામાં આવે છે તેનો હું ભક્ત છું; અને સૌથી વિશેષ આર્યસમાજના સંસ્થાપક મહર્ષિ દયાનન્દનું મહાનુભાવ જીવન ભીડને પ્રસંગે મારૂં પ્રેરણાસ્થાન છે અને ઓગણીશમી સદીના એ અનન્ય રાષ્ટ્રવિધાયકની જીવનપ્રતિભાનો હું પૂજક છું. હું આર્યસમાજી નથી એટલા માટે કે મને જેમ કોઈ ધર્મ કે પંથના ક્રિયાકાંડ કે વિધિ–આચારોની આરાધના પ્રિય નથી, તેમ આર્યસમાજની સંસ્થા સાથે જોડાયેલા વિધિ–આચારો પણ મારી ભક્તિના અધિકારી નથી: તેમજ આર્યસમાજીઓમાં આજે કોઈ કોઈ સ્થળે સાધ્યનું વિસ્મરણ થઇ ગયું છે અને તેને સ્થાને નાની

મોટી સંકુચિતતાઓએ અખાડો જમાવ્યો છે એ પણ મને પ્રિય નથી, એટલું જ નહીં પણ ઉંડું દુઃખ કરનાર છે. હું માનું છું કે આર્યસમાજની પ્રત્યે મારા દૃષ્ટિકોણથી નિરખનાર ગુજરાતમાં અને હિન્દુસ્થાનમાં કાંઈ નાનો વર્ગ નથી, અને એટલે તેને નામે 'આર્યપ્રકાશ'ના તંત્રીજીએ મને મોકો આપ્યો હોવાથી, થોડી વાતો કરી લઉં છું.

સૌરાષ્ટ્રના સૃજનજુના ઇતિહાસ અને સંસ્કારોના પ્રતિનિધિ બટુક મૂળશંકરે, કોઈ અકળ સાદને અધીન બનીને માતાપિતા છોડ્યાં, સ્વજનપરિવાર ત્યાગ્યો અને વહાલા વતનની વિદાય લીધી; અને પછી વર્ષો સુધીના અથાક ભ્રમણ અને રઝળપાટ પછી, વર્ષો સુધી આકરી યાતનાઓ અને ઉગ્ર તપશ્ચર્યાથી દેહને વિશુદ્ધ બનાવ્યા પછી, વર્ષો સુધી ભારતવર્ષની અને હિન્દુ જનતાની કરૂણ હાલતનું સૂક્ષ્મ નિરીક્ષણ કર્યા પછી અને સાથોસાથ એ જનતાના કલેવરમાં નવો પ્રાણ પુંકવાના આશયથી શાસ્ત્રીય ધર્મજ્ઞાનનું સ્વામિત્વ સિદ્ધ કર્યા પછી, ઋષિ દયાનન્દ સ્વરૂપે હિન્દુત્વના પુનરૂદ્ધારનો ઝંડો ફરકાવ્યોઃ સ્વામીજીનું એ આખું જીવન જેમ એમના સમકાલીનો માટે અગાધ બોધપ્રદ હતું તેમ આજે આપણે માટે અને આપણા પછી આપણા બાળકોને માટે પણ કૈંક જન્મારાઓ સુધી કર્મયોગનો અખંડ ઉપદેશ આપવા નિર્માયું છે. માનવજાતના કલ્યાણની કામનાથી સર્વસ્વનો ત્યાગ કરી, પીતામ્બરધારી પરિવ્રાજક બની જનાર બુદ્ધદેવના જીવનકાળ પછી આજે આશરે અઢી સહાસ્રબ્દિઓ વીતી ગઇ છે, તોયે તેમનો જીવનસન્દેશ

જેમ વિશેષ સ્પષ્ટ અવાજે રણકી રહ્યો છે અને તેમની જીવનલીલા જાણે વધારે ને વધારે મોહક, આકર્ષક અને પ્રેરણાદાયી બનતી જાય છે, તેમ બુદ્ધદેવના એ બંધુજન દયાનંદના જીવન અને જીવનસન્દેશ, કાળના વહનની સાથે, વધારે ને વધારે દેશવ્યાપક અને હૃદયહારી બનતાં જાય છે. કાળનું પરમ કર્તવ્ય ક્ષણભંગુર અને ક્ષુદ્ર કલહો અને વિવાદોનો ગ્રાસ કરવાનું છે અને સાથે કોઇ મહાજીવનની માનવજાતના ઉત્કર્ષની બોધક ઉન્નત કરણીઓને ઓર તેજસ્વી સ્વરૂપમાં બહલાવીને જગજ્જનો સમક્ષ ખડી કરવાનું છે. જેને આપણે ઇતિહાસ કહીએ છીએ–અને એક રીતે, ઇતિહાસ એ મહાપુરૂષોની જીવનકથાઓની સળંગ પરંપરા જ છે–તેના પ્રત્યે નિહાળવાનું અને તેમાંથી સારબોધ તારવવાનું સાચું દૃષ્ટિબિન્દુ આપવાનું કાર્ય કાળ કરે છે. દયાનન્દજીના જીવન ઉપર એક શતાબ્દિ વીતી ગયા પછી, તેમના કિસ્સામાં, કાળે એ કાર્ય સાધ્યું છેઃ દયાનન્દજીની દેશવ્યાપક પૂજા બે વર્ષ પહેલાંના ટંકારાના શતાબ્દિ જન્મ–મહોત્સવના દિવસથી શરૂ થઇ ચૂકી છેઃ દયાનન્દજીના જીવનકાર્યનો સાચો આંક મૂકાવા માંડ્યો છેઃ દયાનન્દજીની રાષ્ટ્રવિધાયકોની વ્યાસપીઠ ઉપર સર્વમાન્ય સ્થાપના થઇ ચૂકી છેઃ અને એ સ્વરૂપમાં ગુજરાત–કાઠિયાવાડે પણ તેના આજ સુધી અવગણના પામેલા પનોતા સપુતને અર્ધ્ય આપવા માંડ્યા છે.

દયાનન્દ એટલે દયાનો સાગરઃ દયાનન્દ એટલે પ્રથમ કોટિનો દેશોદ્ધારક, દયાનન્દ એટલે રગરગમાં અને અણુએ અણુમાં ભારતવર્ષના ગૌરવથી ઉભરાતો સાચો ભારતપુત્રઃ

દયા, દેશભક્તિ અને દેશાભિમાનની પુનિત ભાવનાઓએ મૂળશંકરનો દયાનન્દ સરજ્યોઃ અને એ દયાનન્દ ભગવી કન્થા પહેરી, પરદેશીઓને ડારતો અને સ્વદેશીઓને ભક્તિભાવથી વશ કરતો, દેશની પરાધીન દશા ઉપર અશ્રુપાત કરતો અને દેશોદ્ધારનો કીમીયો બતાવતો, વેદવાણીના પુનર્જીવનદાયી ટંકાર ગજવતો અને હિન્દના ત્રેવીશ કરોડ હિન્દુઓમાં નવા પ્રાણ પૂરતો, હિન્દુસ્થાનને પ્રાન્તે પ્રાન્ત અને ગામે ગામ ઘુમ્યો અને પુનર્જાગ્રત હિન્દુત્વની પતાકા ફરકાવી. દયાનન્દે ધર્મચર્ચાઓ કરી, શાસ્ત્રવાદો કર્યા, હજારોની મેદનીઓને પુનરૂત્થાનનો સન્દેશ આપ્યો, સત્યાર્થપ્રકાશ રચ્યો, આર્યસમાજ સ્થાપ્યોઃ અને એ રીતે પુનર્જાગ્રતિની પુણ્ય પ્રવૃત્તિને વેગ આપવા તેમજ પોતાના મોક્ષ પછી જીવન્ત રાખવા મજબુત યંત્રરચના ઉભી કરી. આજે એ જબ્બર વિધાનકાર્ય ઉપર નજર નાંખનારને સહેજે લાગે છે કે ભારતવર્ષની આજની આ જાગ્રતિમાં—રાજકીય અને સર્વદેશીય—આર્યસમાજે એટલે કે ઋષિ દયાનન્દની પ્રેરણાએ, કોઇ પણ સંસ્થા કે વ્યક્તિ કરતાં કેટલાય ગણો મહાન્ ફાળો આપ્યો છે.

મહર્ષિ દયાનન્દની અને તેના સ્થાપિત આર્યસમાજની એ જમા બાજુ છે, આર્યસમાજીઓનો એ યશભાગ છેઃ એ એવો પ્રતાપી યશવારસો છે કે જેને પામીને કોઇ પણ સમાજ, સંસ્થા કે કોમ અભિમાન લેવાને હક્કદાર છે. આજે જે જાગ્રતિ અને ચેતન છે તે જ્યારે ન્હોતાં તે કાળમાં, આજથી એકાદ દશકા પહેલાંના કાળમાં, હિન્દની જંજીરો તોડી ફોડી ફેંકી

દેવાની લડતનું પ્રથમ રણશીંગડું ફુંકનાર ઋષિ દયાનન્દના જ અનુયાયીઓ હતા. આર્યસમાજ પ્રત્યે આજે કોમી સંસ્થા તરીકે નિહાળવાની અમુક સ્થળોમાં ભૂલ થવા માંડી છેઃ પણ આ જ પહેલાં તો, સરકારી દફ્તરોમાં અને બ્રિટિશોનાં બાતમીદાર ખાતાંઓની નોંધપોથીઓમાં, હિન્દના રાજદ્વારી વર્ગોમાં અને આપણા સામાન્ય શિક્ષિત વર્ગોની ગણતરીમાં, આર્યસમાજ એ તેના ધ્યેય તરીકે હિન્દુસ્થાનની આઝાદીનો મંત્ર ગુંજનાર ઉદ્દામ વર્ગના રાજદ્વારી લડવૈયાઓની જ સંસ્થા રહી છે. કોઇ ઇતિહાસકાર, ૧૮૫૭ના બળવા પછીનો હિન્દની રાજદ્વારી મુક્તિની જીહાદનો ઇતિહાસ લખશે ત્યારે, હું માનું છું કે, આર્યસમાજની યશગાથા ખાસ કરીને તેના એક જ વિશિષ્ટ લક્ષણ અને અર્પણ ઉપર ફીદા બનીને આલેખશે—અને તે આર્યસમાજના નેતાઓએ હિન્દુત્વના પુનરૂદ્ધારની ઘોષણા જગાવીને અને હિન્દની સ્વરાજ્યની લડતને મોખરે ઝઝુમનારા લડવૈયાઓ પૂરા પાડીને હિન્દુસ્થાનના પુનરૂજ્જીવનમાં આપેલા અનન્ય હિસ્સા દ્વારા વ્યક્ત થતું વિશિષ્ટ લક્ષણ અને અર્પણ. આ બધા ઉપરથી હું એમ કહેવા માંગું છું કે આર્યસમાજના જનક મહર્ષિ દયાનન્દની એ સંસ્થાના જન્મદાનની પાછળની ભાવનાની દૃષ્ટિએ જોતાં, અને દયાનન્દ પછી આર્યસમાજના આજ સુધીના સુકાનીઓએ તેનું જે રીતે સંચાલન કર્યું છે તે જોતાં, આર્યસમાજની પાછળ હિન્દી રાષ્ટ્રવાદની જ્વલંત ભાવના ઉભી છે. એ એકજ ભાવનાએ આર્યસમાજની ઉત્પત્તિ કરી, એ એક જ ભાવનાએ એ સંસ્થાનું આજ સુધી

પોષણ કર્યું, એ એકજ ભાવનાની ઉપાસના ખાતર આર્યસમાજ આજ સુધી પ્રતાપી અને પ્રેરણાદાયી જીવન જીવી રહ્યો છે: અને એ એક જ ભાવના ખાતર આર્યસમાજે યુગ યુગ જીવવું જોઇએ. આર્યસમાજ જીવે તો હિન્દી રાષ્ટ્રવાદની સાધના અર્થે—એ સાધનામાં વિઘ્નકર્તા તરીકે નહીં, અગર એ સાધનાના માર્ગથી વિપથગામી બનેલી સંસ્થા તરીકે નહીં. આર્યસમાજ એ કોઈ ધાર્મિક પંથ નથી, એ કોઈ કોમી સંસ્થા નથી, એ કોઇ એકલું સમાજ સુધારક અગર ક્રિયાકાંડ પ્રવર્તક મંડળ નથીઃ પણ સર્વત્ર અદ્‌ભુત પ્રેરણાનું સિંચન કરનારૂં અને દયાનન્દની જીવનભાવનાનો દિગન્તવ્યાપી જયજયકાર ગજાવનારૂં જબ્બર રાષ્ટ્રીય પ્રાણપ્રેરક બળ છે, એવો આર્યસમાજનો અર્થ કરનારાઓની આર્યસમાજના જન્મ અને જીવનની આ મીમાંસા છે.

(૨)

આજનો સવાલ એ છે કે આર્યસમાજ આજે તેના જનકે સેવેલી ભાવનાઓને અને તેના ગયા દશકના સંચાલકોએ આંકેલા કાર્યમાર્ગને કેટલે સુધી જાળવી રાખી શકયો છે? એ ભાવનાઓની ભકિત આજે તે આગળના ઉત્સાહથી આચરી રહ્યો છે કે કોઇ બીજે માર્ગે ઉતરી પડ્યો છે? આર્યસમાજનો આજનો યુગધર્મ શું છે? આર્યસમાજને માટે અને સૌ સંસ્થાઓને માટે આજે સંક્રાન્તિકાળ ચાલી રહ્યો છે, ત્યારે આર્યસમાજીઓ પોતાને આ પ્રશ્નો પૂછે, પોતાના અંતર પાસેથી એના ઉત્તર માગે અને પછી ભૂત ઇતિહાસના

પ્રકાશે, વર્તમાન વસ્તુસ્થિતિ લક્ષમાં રાખી તેમનો કાર્યમાર્ગ નિયત કરે. એ આજની ઘડીની મોટામાં મોટી જરૂરિયાત છે. આર્યસમાજની સમગ્ર હિલચાલને ઘડીભર બાજુએ રાખીએ, અને જેને દૃષ્ટિ સમીપ રાખીને આ લીટીઓ લખાય છે તે ગુજરાતની આર્ય-સમાજની પ્રવૃત્તિના પ્રચારવિસ્તારના લક્ષ્યથી વિચારીએ, તો, પ્રથમ તો, ગુજરાતમાં આર્યસમાજનો નહીં જેવો જ પ્રચાર છે. એ વસ્તુસ્થિતિના પાયા ઉપર જ નવું ચણતર ચણવું પડશે. ગુજરાતની પ્રજામાં પ્રાણ પૂરવા, આજના વાણીયાશાહી અને વેપારી ગુજરાતી હિન્દુમાં હિમ્મત અને સાહસ, જાતિપ્રેમ અને દેશપ્રેમ અને લડાયક ખમીર ભરવા, આજે ગુજરાતમાં આર્યસમાજના પ્રચા-રની ખૂબ જ જરૂર છેઃ અને જે કોઈ ગુજરાતમાં સાચી આર્યસમાજી ભાવનાને ઉતારશે તે ગુજરાતના નવ-સર્જનમાં સંગીન હિસ્સો આપ્યાના યશનો અધિકારી બનશે. પણ ગુજરાતમાં આર્યસમાજી ભાવનાના ફેલાવા માટે મથનારે એટલું લક્ષમાં રાખવું જોઈશે કે આર્ય-સમાજ એટલે આજે પંજાબમાં અને યુક્ત પ્રાન્તોમાં દેખાય છે તેવી કોમી ઝઘડાખોરી નહીં, આર્યસમાજ એટલે હિન્દી રાષ્ટ્રવાદનો ગ્રાસ કરી જાય એવા પ્રકારની કોમી અસ્મિતા અગર અન્ય કોમના વિદ્વેષની ભાવના નહીં. ગુજરાતના આર્યસમાજીઓને એટલું બરાબર જોવાનું રહેશે કે કોમી વિખવાદથી સદ્ભાગ્યે આજ સુધી લગભગ અલિપ્ત રહેલું ગુજરાત કોમી ઝેરવેરના લીલાપીળા રંગોથી રખેને ન રંગાય—ગુજરાતમાં નિરર્થક લડાયક કોમી અસ્મિતા ન

અગત્રે. ગુજરાતના આર્યસમાજી કાર્યકર્તાઓએ, ઉત્તર હિન્દ તરફના આર્યસમાજીઓના આજના કાર્યપ્રદેશમાં સમાપ્ત પામતી ઉપરની સર્વવિનાશક પ્રવૃત્તિની છાયામાં પણ ભૂલથી ન આવી જવાય તેની બરાબર સાવચેતી રાખવી પડશે. અત્યારની પરિસ્થિતિમાં, અત્યારના ગરમ, ઉશ્કેરણીભર્યા વાતાવરણમાં, અત્યારના કોમી વિખવાદના સમયમાં, 'વખતના વહેણ'માં ખેંચાનારાઓ સામે ઉપરની થાપ ખાઈ જવાની દહેશત ઉભી છે: એ દહેશત કદાપિ ખરી પડે તો મહર્ષિ દયાનન્દજીની જીવનભરની કરણીનો તે ઘડીએ સર્વનાશ થાય. એટલે, કોઇ પણ સંજોગોમાં, આર્યસમાજ એ હિન્દી રાષ્ટ્રવાદનું પોષક અને ઉત્તેજક પ્રખર રાષ્ટ્રીય બળ બનવા સરજાયેલી સંસ્થા છે એ ભાવના ન ભૂલાઈ જાય એવી ખબરદારી રાખવાની દયાનન્દજીના ભક્તો અને અનુયાયીઓના ઉપર જબ્બર ફરજ રહેલી છે.

ત્યારે ગુજરાતનો આર્યસમાજ ગુજરાતના નવસર્જનમાં કયો ભાગ ભજવી શકે? ગુજરાતના આર્યસમાજનો આજનો યુગધર્મ શું? આર્યસમાજની સર્વોપરિ સાધના 'હિન્દુ'ને નામે ઓળખાતી આ આર્યાવર્તની પુરાણી સંસ્કૃતિની વારસદાર જાતિના કલેવરમાં પેસી ગયેલા સડાઓને સાફ કરવાની છે: તેનું પ્રથમ કર્તવ્ય આર્યાવર્તના હિન્દુત્વને ફરીવાર પ્રતાપી અને આત્મશ્રદ્ધાથી ઉભરાતું, વીર્યવાન અને સ્વાધીન જીવનની ઝંખના ઝંખતું બનાવવાનું છે. હિન્દુ જાતિને મર્દાનગીભર્યું જીવન જીવતી બનાવવી; હિન્દુ જાતિને આધુનિક જગદ્બળોનો સત્કાર કરતી, જગતની કોઇ પણ પ્રગ-

તિમાન પ્રજા સાથે હોડ બકી શકે એવી પ્રગતિમાન અને પ્રગતિપ્રેમી બનાવવી; હિન્દુ જાતિને અન્ય કોઈના આક્રમણ વખતે ટટ્ટાર છાતીએ સામી તલવાર મિલાવવા જેટલી શૂરવીર બનાવવી એ આર્યસમાજનો આજનો યુગધર્મ છે. એ અર્થે આર્યસમાજના કાર્યવીરોએ તેમના કાર્યની ખીલાવટ બે રીતે કરવી પડશે. એક તો, તેમની પ્રવૃત્તિની બીજી બધી દિશાઓ સંકેલી લઈને તેમણે આન્તર સુધારણાની જોસભેર ઝુંબેશ માંડવી પડશે—આન્તર સુધારણાના ક્ષેત્રમાં સમાજસુધાર, દલિતોદ્ધાર, સ્ત્રીશિક્ષણ, વિધવાવિવાહ, અન્ત્યંજસ્પર્શ, નાતજાત ભેદ વિનાશન, અને એવી વિધાયક સામાજીક પ્રવૃત્તિ ઉપર પોતાનું બધું લક્ષ કેન્દ્રિત કરવું પડશે. બીજી પાસ, આર્યસમાજની 'ફિલસુફી' સર્વ હિન્દવાસીઓમાં નવ પ્રાણ પૂરે એ રીતે ફેલાવવી પડશે. દયાનન્દના ભકતોએ દયાનન્દે ફરકાવેલા ઝુંડાને બરાબર ફરકતો રાખવાને આ પ્રકારનો દ્વિવિધ ક્રમ આચરવો જોઈએ. આર્યસમાજનો એ અત્યારનો યુગધર્મ છે. ગુજરાતની એ આ ઘડીની જબ્બર જરૂરત છે.

મહાશિવરાત્રિના ઐતિહાસિક અને પવિત્ર દિવસે જે સુભગ ઘડીએ યોગીશ્વર દયાનન્દજીના અંતરમાં જ્ઞાનનો દીપક પ્રગટ્યો, જે સુભાગી તિથિએ સ્થૂળ કર્ણોને ન સંભળાય એવી દૈવી હાકલ દયાનન્દજીએ સુણી અને જનમાત્રના કલ્યાણ અર્થે કુટુંબમોહની શૃંખલાઓ તોડી ભારતવર્ષના સકળ ભૂતવર્ગને સ્વકુટુંબ તરીકે સ્વીકાર્યું, તે પ્રેરણાદાયી દિવસે દયાનન્દના સ્વદેશબંધુઓ, ઘડીભર લોચન નીચાં ઢાળીને હિન્દુત્વના એ ઝંડાધારીની જીવ-

નકરણી ઉપર વિચાર કરજો; ઘડીભર આ દુનિયાના ક્ષુદ્ર મોહ અને વિખવાદમાંથી ચિત્તને ઉપાડી લઈને અંતરાભિમુખ બનજો; ઘડીભર આ જીંદગાનીને કૃતાર્થ કરવાની ભાવનાના પુણ્ય વિચાર–પરમાણુઓથી સકળ ચેતનને પાવનકારી બનાવજો અને પછી તમને દયાનન્દનું નામસ્મરણ સુઝાડે તે માર્ગે, જીંદગીની થોડી ઘડીઓ, આવકનાં થોડાં અણુઓ, પુરૂષાર્થનાં થોડાં પરમાણુઓ, તમારા પ્યારા વતનને નામે ન્યોછાવર કરજો.

(૩)

જેઓ પોતાને આર્યસમાજીઓ કહાવે છે, જેઓ પોતાને દયાનન્દજીના અનુયાયી દળના સૈનિકો માને છે, જેઓની કરણી ઉપર દયાનન્દજીના ઝંડાના ગૌરવનો આધાર છે, તેમને–ગુજરાતના આર્યસમાજીઓને તો એટલું જ કહેવાનું હોય કે જો તેઓ દયાનન્દજીના જીવનકાર્યની સાધના અવિરત ચાલુ રાખવા માગતા હોય, જો તેમની ભાવના દયાનન્દજીના સન્દેશથી આજસુધી લગભગ વંચિત રહેલા દયાનન્દજીના જન્મધામ ગુજરાતને એ સંદેશ તેના શુદ્ધ રાષ્ટ્રીય સ્વરૂપમાં આપવાની હોય, તો તેમણે પોતાને માટે અમુક સમય માટેનો કાર્યક્રમ યોજીને એની સાધનામાં જ મગ્ન બની જવું જોઇએ. હિન્દુ કોમમાં પ્રાણ પૂરવાને અર્થે એવો કાર્યક્રમ જરૂર સહેલાઈથી યોજાઈ શકે. એવા કાર્યક્રમની વિગતોની ચર્ચામાં અહીં નહીં ઉતરૂં. આર્યસમાજના નેતાઓ ધારે તો આર્યસમાજીઓની પ્રાણવાન મધ્યસ્થ સંસ્થા સ્થાપી, તે દ્વારા જુવાન આર્યસમાજી

સેવકોને મેદાનમાં ઉતારી, હિન્દુ જાતિનું જોતજોતામાં એવું નવવિધાન કરી શકે, કે જે જોઈને ઘડીભર સારી આલમ ચકિત થઈ જાય અને જેના પરિણામે 'હિન્દ સ્વરાજ્ય' એ સ્વપ્નું નહીં પણ સત્ય વસ્તુ બની રહે. શાન્ત, અનાક્રમણકારી, સમાજસુધારનો કાર્યક્રમ—સમાજસુધારમાં મેં ઉપર કહ્યું છે તેમ બધી પ્રવૃત્તિઓનો સમાવેશ થઈ જાય છે—એ આ વેળાની જરૂરત છે. આર્યસમાજીઓ ધારે તો એ માર્ગે ગુજરાતની ફુલવાડીને ફરી વાર લીલીછમ અને પ્રભુના વિહાર-ઉદ્યાન સમી મનોહર બનાવી શકે.

અંતમાં ફરી વાર કહી લઉં કે દયાનન્દની સકળ જીવનકરણી અને દયાનન્દની સર્વ વિચારણાના આત્મા તરીકે ભારતવર્ષના ઉત્કર્ષની તાલાવેલી રહેલી છે એ સૌ કોઈ સદા સ્મરણમાં રાખે. દયાનન્દની અને તેના અનુયાયીઓની દૃષ્ટિ રાષ્ટ્રીયતાના રંગે જ રંગાયેલી હતી, એ પણ નિર્વિવાદ સત્ય છે. એટલે હિન્દી રાષ્ટ્રીયતાનો વિકાસ, હિન્દી રાષ્ટ્રવાદની ઉપાસના એ આર્યસમાજનો તેના જન્મકાળથી ધર્મ છે: અને આજે જ્યારે હિન્દનું આકાશ એ રાષ્ટ્રવાદને ભરખી જવા મથી રહેલા કોમી વિખવાદના સૂચક ઘેરા રંગથી છવાયેલું છે ત્યારે તો હિન્દી-રાષ્ટ્રવાદની ઉપાસના એ આર્યસમાજનો સર્વોપરિ અને સર્વપ્રથમ યુગધર્મ બની રહે છે. દયાનન્દના દેશબંધુઓ, તમે આર્યસમાજી હો કે ન હો, પણ એટલું હૃદયમાં કોતરી રાખજો કે દયાનન્દ એટલે રાષ્ટ્રપ્રેમનો ગરવો ઝંડાધારી, દયાનન્દ એટલે રાષ્ટ્રવાદનો આજીવન ઉપાસક, દયાનંદ એટલે મૂર્તિમંતી

રાષ્ટ્રીયતાઃ—દયાનન્દના દેશ બન્ધુઓ જે ઘડીએ દયાનન્દ અને તેના કાર્યની પાછળની પ્રેરણા રૂપે રહેલા રાષ્ટ્ર-વાદને પિછાનતા થાય તે ઘડીએ જ, કશા યે ખાસ પ્રયત્ન વિના, આર્યસમાજના એકે પુસ્તકો વાચ્યા વિના, આર્યસમાજના ઉપદેશકોનું એકે વ્યાખ્યાન સાંભળ્યા વિના, તેમને આર્યસમાજનો ઉદ્દેશ અને યુગધર્મ આપો આપ બરાબર સમજાઈ રહેશે.*

* 'આર્યસમાજનો યુગધર્મ' નામનો આ લેખ, પ્રથમ, 'આર્ય પ્રકાશ'ના સં. ૧૯૮૪ના દાન–અંક માટે શ્રી. કકલભાઈ તરફથી લખાયેલો અને તેમાં પ્રસિદ્ધ થયેલો : હવે, તે, કેટલાક ખુદ આર્યસમાજી બંધુઓની ઇચ્છાથીજ, 'ઝંડાધારી'માં એક પ્રકરણ તરીકે સ્થાન પામે છે.

મહર્ષિજીનું જીવનચરિત્ર વીરત્વની વિધ વિધ ઘટનાઓથી ભરપૂર છે. મણિ–રત્ન જેવું એ માનવ–જીવન પોતાના પ્રત્યેક પાસામાંથી કેવું ઝલકી રહ્યું છે ! જગતના રોષ, તિરસ્કાર અને વિદ્વેષનું ઝેર ઘોળી ઘોળીને પીતાં પીતાં, તેના બદલામાં, એ યોગીવરે પોતાના આત્મ–મંથનમાંથી કેવું અમૃત વલોવી વલોવીને આપ્યું છે, તેની સાક્ષી દેતા આ જીવન–પ્રસંગો ઉભા છે. આચરણની ઝીણવટમાં જ મહત્તાની કસોટી છે. એ કસોટીની જ્વાળા વચ્ચે સળગતા મહર્ષિ દીપી ઉઠે છે. એના સિદ્ધાંતો સાથે મતભેદ સેવનારાઓને પણ એની મહાનુભાવતાની આ ઘટનાઓ સત્યનું ભાન કરાવે છે. મતભેદો તો જગતમાં પડ્યા રહેશે. ગગનમાં ચડશે કેવળ આવી જીવન–ફોરમો.

# જ્ઞાન-પિપાસા

(૧)

સિદ્ધપૂરના મેળામાં ભગવી કંથાઓનો જાણે કે મહાસાગર ઉમટ્યો છે. ભોળો બાળક પોતાના ગુરૂપદને યોગ્ય એવા કોઇ યોગીરાજને ઢુંઢી રહ્યો છે. રોજ રોજ વીસ વીસ ગાઉની મઝલ કાપીને એ અરણ્યો વીંધીને આવી પહોંચ્યો છે. અચાનક એના બાવડા ઉપર એક વજ્ર-પંજો પડ્યો. ઉંચું જુવે ત્યાં પોતાના જ પિતા !

" કુલાંગાર ! તેં મારો વંશ લજાવ્યો ! "

એવાં કૈં કૈં વચન-પુષ્પોની વૃષ્ટિ કોપાયેલા પિતાની જીભમાંથી ચાલવા લાગી. બાળકનું માથું પશ્ચાતાપથી નહિ પણ વિનયથી નીચે ઢળી રહ્યું. એની પાંપણો ધરતી ખોતરવા મંડી. આખરે ન સહેવાયું ત્યારે દોડીને પિતાના પગ ઝાલી લીધા. છળભર્યો જવાબ દીધો કે " હવે હું નહિ કરૂં ! "

પિતાએ તો દીકરાને માથે કડક ચોકી જ લગાવી દીધી. પરંતુ રાત્રિને ત્રીજે પહોરે ઝોલાં ખાતા પહેરગીરોને "લઘુશંકા કરવા જાઉં છું" એવું સમજાવી આ નવયુગનો ગૌતમ ચાલી નીકળ્યો. એક લોટા સાથે

બાકીની રાત એક દેવાલયના ઘુમ્મટ પર ચડીને વીતાવી. રાત્રિભર અબોલ તારાઓની સાથે જાણે ગુપ્ત વાતો ચલાવી. પ્રભાતે સંસારની ગાંઠ છોડી નાખીને એણે દુનિયાની બહાર દોટ દીધી.

(૨)

" આ કુડી કાયાનું પીંજરૂં હવે ક્યાં સુધી વેઠવું ? દેહ પાડી નાખું તો ? હિમાલયનાં હિમભર્યાં શિખરો પર જઈને ગાત્રો ગાળી નાખું તો ? "

"ના ના ! જીવ ! એક વાર તો આ દેહ દ્વારા પરમાત્માનું જ્ઞાન પ્રાપ્ત કરી લઉં. અંદરના મળ મેલ સાફ કરી નાખું. અને હિમાળે શા સારૂ ગળું ? લોકોનાં દુઃખોની સળગતી ભઠ્ઠીમાં જ કાં ન ઝંપલાવું ? ચાલો આત્મારામ, ચાલો આ પ્હાડી શિખરો ઉપરથી ધરતીનાં સડબડતાં માનવીઓની વચ્ચે ! "

(૩)

દ્રોણુસાગરથી ઉતરીને જુવાન યોગી જ્ઞાનની શોધમાં ચાલ્યો. આપઘાતના મનસૂબા છોડી દીધા. પણ પુસ્તકોનાં લફરાં હજુ લાગ્યાં હતાં. ગંગાના કિનારા ઉપર એ પોથીઓનાં પાદડાં ઉખેળનાં ઉખેળતાં યોગ્યાભ્યાસના અટપટા કોયડા ને નાડીચક્રનાં લાંબાં વર્ણનો વાંચ્યાં. એની બુદ્ધિની સરાણ પર એ નાડીચક્રનો વિષય ચડી ગયો. અંતરમાં સંદેહ જાગ્યો અને જ્ઞાનની સળગતી પ્યાસ એમ તે શે' શાંત થાય ? એક દિવસ ગંગાના નીરમાં એક મડદું તરતું જાય છે. પોથીઓનાં થોથાંને કિનારે મેલી શોધકે

પ્રવાહમાં ઝંપલાવ્યું. શબને બહાર ખેંચી આણ્યું. ચપ્પુ લઈને ચીરી જોયું. ચીરીને હૃદયનો ભાગ બહાર કાઢ્યો. એની આકૃતિ, સ્વરૂપ અને લંબાઈ પહોળાઈ પુસ્તકોનાં વર્ણનોની સાથે મેળવી જોયાં. પુસ્તકનાં વર્ણનોની સાથે બીજાં પ્રત્યેક અંગની સરખામણી કરી. પણ પુસ્તકોમાં લખેલા પ્રત્યેક નાડીચક્રના બયાન સાથે દેહના ચક્રનો મેળ ન જ મળ્યો. પુસ્તકને તુર્ત જ તોડી ફાડી એ શબની સાથે જ પાણીમાં પધરાવી દીધું. બુદ્ધિનો વિજય થઈ ગયો.

૪

સોળ સોળ વર્ષના રઝળપાટને અંતે છત્રીસમા વર્ષની વયે ગુરુજ્ઞાનને માટે તલસતા દયાનંદને ગુરુ લાધ્યા. ગુરુ વિરાજાનંદની સેવા એ તો અસિધારા જેવી હતી. અંધ ગુરુજી દુર્વાસાનો જ અવતાર હતા! ધમકાવે, ગાળો ભાંડે, મારે અને પીટે. એક દિવસ તો દયાનંદને માત્ર અમુક પાઠ ન આવડવાને કારણે વિરાજાનંદજીએ પિત્તો ગુમાવ્યો. ક્રોધાંધ બનીને એમણે દયાનંદને એક લાકડી ઠઠાડી. દયાનંદજીના હાથ ઉપર ફુટ થઈ. લોહી વહેવા લાગ્યું. પરંતુ સત્યનો શોધક એટલેથી કેમ છેડાય? બે હાથ જોડીને સુકોમળ અવાજે એ બોલ્યા, "મહારાજ! મારૂં શરીર કઠોર છે. એટલે મને મારતાં તો ઉલટો આપનો સુંવાળો હાથ સમસમી ગયો હશે. મને આપ ન મારો, કેમકે આપને ઇજા થાય છે."

૫

દંડીજી નામના શિષ્યે ગુરુજીને એમની આ નિર્દયતા બદલ ઠપકો દીધો. ભોળા ઓલિયા જેવા ગુરુને

પોતાની ભૂલનું ભાન થયું; પસ્તાયા; બોલ્યા કે "ભાઈ, હવે પછી હું એને નહિ મારૂં."

દયાનંદને આ વાતની જાણ થતાં જ એમણે જઇને દંડીજીને કહ્યું "શા માટે ગુરુજીને તમે મારે વાસ્તે ઠપકો દીધો ? ગુરૂજી શું કાંઈ મને દ્વેષથી મારે છે ? એ તો કુંભાર જેમ માટીને ટીપી ટીપી તેમાંથી સુંદર ઘાટ બનાવે છે તેમ મને પણ મનુષ્ય બનાવવા માટે જ શિક્ષા કરી રહ્યા છે."

એ લાકડીના પ્રહારનો ડાઘ, દયાનંદજીના હાથ ઉપર જીવનભર રહ્યો હતો. અને જ્યારે જ્યારે પોતાની દૃષ્ટિ ત્યાં પડતી ત્યારે ત્યારે પોતાના ગુરુજીના ઉપકારોની સ્મૃતિઓથી એમનું અંતર ગદ્ગદિત થઇ જતું હતું.

૬

ગુરૂજીના સ્વભાવની ધખધખતી ભઠ્ઠીમાં અઢી વર્ષ સુધી તવાઇ તવાઇને એ કંચન નિર્મળ બની ગયું. રહ્યાં-સહ્યાં પાપની પણ ભસ્મ થઇ ગઇ. અઢી વર્ષનો અભ્યાસ પુરો થતાં સ્વામીજીએ ગુરૂને ચરણે પડીને વિદાય માગી કે 'મહારાજ! મારાં રોમેરોમ આપને ધન્યવાદ થઈ રહ્યાં છે. આપે મને સાચું વિદ્યાદાન દીધું. હવે હું દેશાટન માટે આપની આજ્ઞા લેવા આવ્યો છું. હું આપને ગુરૂ-દક્ષિણામાં શું આપું ? મારી પાસે રાતી પાઇ પણ નથી. આ ચપટી લવીંગ છે, તે આપના ચરણોમાં ધરૂં છું."

દયાનંદના મસ્તક ઉપર શીતળ હાથ મેલીને ગુરૂજી ગદ્ગદ્ કંઠે બોલ્યા "બેટા, મેં તને બહુ જ સંતાપ્યો છે.

હવે મને તારા સરખો તેજસ્વી અને સાગરપેટો શિષ્ય ક્યાં મળવાનો હતો ? જા બેટા ! તારી મંગળ કામનાઓ પુરી થજો ! મારે તારી ગુરૂદક્ષિણા ન જોઇએ. ગુરૂદક્ષિણામાં હું ફક્ત એટલું જ માગી લઉં છું કે હે વત્સ, તું આ દુઃખી ભારતવર્ષની સેવા કરજે."

ગુરૂની મહત્તાનું રટણ કરતો કરતો દયાનંદ સંસારની રણવાટમાં ચાલી નીકળ્યો.

૭

હજારો વર્ષ થયાં અબોલ બની ગયેલા ગંગાજીના કિનારાઓ ઉપર ફરીવાર શુદ્ધ વેદ—મંત્રો ગુંજી ઉઠયા છે. ઋષિ મુનિઓનો વારસદાર વીર દયાનંદ રાજપૂતોનાં ગામડે ગામડાં ચીરતો ઘૂમે છે. ચાલીસ ચાલીસ, પચાસ પચાસ રજપૂતો પંક્તિમાં ગોઠવાઇને ગંગા—તીરે ખડા થાય છે. એ તમામને યજ્ઞોપવિત પહેરાવતા દયાનંદજી ગાયત્રીના સિંહનાદ ગજાવે છે. અને કેટલેય કાળ વીત્યા પછી પહેલી જ વાર, સંસ્કૃતિ માતાનાં સ્તન પરથી દૂર ફેંકાયેલાં, ધાવણાં, નિઃસહાય સંતાનો સરખી સ્ત્રીજાતિને આ જ ગાયત્રી—જપ કરવાનો અધિકાર પણ મહર્ષિ દયાનંદે જ અર્પણ કર્યો.

# ક્ષમાવીર

૧

સોંરો ગામમાં એકવાર સ્વામીજી ઉપદેશ આપી રહ્યા છે. તે વખતે એક કદાવર, પહેલવાન, વિકરાળ જાટ આવી પહોંચ્યો. મ્હોં ઉપર રોષ સળગે છે; ભવાં ચડી ગયાં છે; ખભા પર ડાંગ રહી ગઇ છે. લાલઘૂમ નેત્રો ફાડતો ને હોઠ પીસતો એ રજપુત સભાને ચીરીને સડ-સડાટ સ્વામીજીની સન્મુખ આવી ઉભો રહ્યો. એના મ્હોંમાંથી અંગાર ઝરવા લાગ્યા કે "રે ધૂર્ત, તું સાધુ થઇને મૂર્તિપૂજાનું ખંડન કરે છે? ગંગામૈયાને નિન્દે છે? દેવોની વિરૂદ્ધ બકવાદ કરે છે? હવે બોલ જલ્દી, તારા કયા અંગ ઉપર આ ડાંગ લગાવીને તને પૂરો કરી નાંખુ?"

આખી સભા થરથરી ઉઠી. પણ સ્વામીજીએ તો રતિમાત્ર ચલાયમાન થયા વિના, એની એજ ગંભીર મુખમુદ્રા રાખીને હસતાં હસતાં ઉત્તર આપ્યો કે

"ભાઈ! મારો ધર્મપ્રચાર જો તને અપરાધ જ લાગતો હોય, તો એ અપરાધ કરનાર તો આ મારૂં

મસ્તક જ છે. એ માથું જ મને આવી વાતો સુઝાડે છે. માટે તારે સજા કરવી હોય તો એ અપરાધી માથા ઉપર જ તારી ડાંગ ઝીંકી દે બેટા!"

એ ક્ષમા-વીરનાં નેત્રોની જ્યોત પેલા જાટનાં નેત્રોમાં પડી. ધગધગતો અંગાર જાણે કે જળધારા વડે બુઝાઇ ગયો. સ્વામીજીના ચરણોમાં એ ઢળી પડ્યો. રડવા લાગ્યો. સ્વામીજી બોલ્યા, "વત્સ! તેં કશું ય પાપ નથી કર્યું. અથવા કદાચ તેં મને માર્યો હોત તો પણ શી ચિંતા હતી? જા, પ્રભુ તને સન્મતિ દેજો!"

૨

સેંકડો રાજપૂતોને યજ્ઞોપવિત દેતા દેતા સ્વામીજી ગામેગામ ઘુમી રહ્યા હતા. એક વખત કર્ણવાસમ એમનો પડાવ હતો. ગંગાસ્નાનના મેળા પર હજારો માનવી એકઠાં થએલાં હતાં. બરોલીના ઠાકોર રાવ કર્ણસિંહ પણ આવેલા. આ રાવને વૈષ્ણવ પંથનો એવો તો નાદ લાગેલો કે પોતાના નોકર ચાકરોને-અરે ગાય ભેંસ તેમજ ઘોડાઓને કપાળે ને કંઠે પણ તે બલાત્કાર કરીને તિલક કંઠી લગાવી રહ્યા હતા. એક રાત્રિયે એના મુકામ પર રાસલીલા રમાતી હતી. સ્વામીજીને પણ પંડિતો બોલાવવા આવ્યા.

સ્વામીજીએ કહ્યું "એવા હલકા કામમાં હું ભાગ નહિ લઇ શકું. આપણા પૂજનીય પુરૂષોનો તમે વેશ ભજવી રહ્યા છો, એ કૃત્ય તો ધિક્કારને પાત્ર કહેવાય."

રાવ કર્ણસિંહને આ અપમાનનો ઘા વસમો લાગ્યો. બીજે દિવસે સાંજરે પોતાના મંડળને લઇ ખુન્નસભર્યો રાવ આવી પહોંચ્યો. સ્વામીજી ઉપદેશ કરી રહ્યા છે. શ્રોતાઓ શ્રવણમાં તલ્લીન છે. રાવને આવેલા જોઈ સ્વામીજીએ સત્કાર કર્યો કે "આવો."

"ક્યાં બેસીએ !" કડક સ્વરે રાવ ગરજી ઉઠ્યા.

"જ્યાં આપની ખુશી હોય ત્યાં." હસીને સ્વામીજી બોલ્યા.

"તમારી પડખેજ બેસીશું."

"ખુશીથીઃ આવો, બેસો." કહી સ્વામીજીએ પોતાના આસન પરથી પોથી હટાવી લીધી.

પણ રાવને તો ટંટો જ મચવવો હતો. એના મદોન્મત્ત કંઠમાંથી વચનો નીકળ્યાં કે "સંન્યાસી થઇને રાસલીલામાં હાજરી ન આપી તેની લજ્જા નથી આવતી ?"

મંદ મંદ હસતા મહર્ષિએ જવાબ વાળ્યો :

"રાવ મહાશય, આપના પૂજ્ય પૂર્વજોના વેશ લઇને હલકાં મનુષ્યો નાચે અને આપ ક્ષત્રિયો બનીને બેઠા બેઠા એ નાટક ઉપર ખુશી થાઓ, એની લજ્જા તો આપને જ આવવી ઘટે ! કોઇ સાધારણ લોકો પણ પોતાનાં કુટુંબીજનોના વેશ જોઇને કદિ ખુશી થાય ખરા કે ?'

"અને તમે ગંગામૈયાની પણ નિન્દા કરો છો, ખરું કે ?"

"ના ભાઈ, હું ગંગાની નિન્દા નથી કરતો. પણ ગંગા જેવી અને જેટલી છે તેવી અને તેટલી જ હું એને વર્ણવી બતાવું છું."

"એટલે! ગંગા કેટલી છે?"

કમંડળ ઉઠાવીને સ્વામીજી બોલ્યા, "જુઓ, મારે માટે તો આ કમંડળ ભરાય તેટલી જ."

કર્ણસિંહના હોઠ કમ્પી રહ્યા હતા.

સ્વામીજી ફરીવાર બોલ્યા, "રાવ સાહેબ, આપના કપાળમાં આ તિલક શાનું છે?"

"એ 'શ્રી' છે. એને ન ધારણ કરનાર ચંડાળ છે." રાવે ડોળા ફાડયા.

"આપ ક્યારથી વૈશ્નવ થયા?"

"કેટલાંયે વર્ષો થયાં."

"અને આપના પૂર્વજો પણ વૈશ્નવ હતા કે?"

"ના."

"ત્યારે આપના કથન પ્રમાણે તો આપના પૂર્વજો તેમજ થોડાં વર્ષ પૂર્વે આપ પોતે પણ ચંડાળ જ હતા એમ ઠર્યું!"

રાવનો હાથ તલવારની મૂઠ ઉપર ગયો અને એણે ત્રાડ દીધી, "મ્હોં સંભાળીને બોલ!"

બીજા દસબાર હથિયારબંધ લોકો હતા એના પંજા પણ પોતાપોતાની તલવાર પર ગયા. શ્રોતાઓ ડરી ગયા. પણ સ્વામીજીએ તો પોતાની સદાની ગંભીર વાણીમાં શરૂ રાખ્યું કે "શીદને ડરો છો? કશી ચિંતા નથી. મેં સત્ય જ કહ્યું છે."

રાફડામાંથી ભભૂકતા ફણીધરની માફક રાવ કર્ણસિંહ ફુંકાર કરતા ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યા. એનો જમણો હાથ વારંવાર ખડગની મૂઠ પર જવા માંડયો- પરંતુ સ્વામીજીએ તો મ્હોં મલકાવીને જ શાંત વાણી ઉચ્ચારી કે "રાવ સાહેબ, વારંવાર ખડ્ગ શા માટે ખખડાવો છો? જો શાસ્ત્રાર્થ કરવો હોય તો આપના ગુરૂજીને તેડી લાવો. પણ જો શસ્ત્રાર્થ જ કરવો હોય તો પછી અમને સંન્યાસીને શીદ ડરાવો છો? જઇને જયપુર જોધપુરની સાથે બાખડો ને!"

કોપ–જ્વાળામાં સળગતો રાવ તલવાર ખેંચીને સ્વામીજીની સામે ધસ્યો. એકવાર તો સ્વામીજીએ ધક્કો દઇને દુશ્મનને પાછો નાખ્યો, ત્યાં તો ચોગણો કોપ કરીને રાવ ફરીવાર ધસ્યો. સ્વામીજી પર તલવાર ફરવાની જરા યે વાર નહોતી. પણ સ્વામીજીએ ઉભા થઇને ઝપાટામાં પોતાનો પંજો પહોળો કરી રાવના હાથમાંથી તલવાર ઝાલી ઝુંટવી લીધી, અને તલવારની પીંછીને જમીન ઉપર ટેકવી મૂઠ પર એક એવો દાબ દીધો કે 'કડાક' કરતા એ તલવારના બે ટુકડા થઇ ગયા. રાવનું કાંડું પકડીને સ્વામીજીએ કહ્યું, "કેમ, હવે હું તમારા પર પ્રહાર કરીને બદલો લઉં, એવી તમારી ઇચ્છા છે ખરી?"

રાવનું મોં ઝંખવાણું પડ્યું.

"રાવ સાહેબ! તમારા અત્યાચારથી ચીડાઇને હું તમારૂં બુરૂં ચિન્તવું નહિ. હું સંન્યાસી છું. જાઓ, પ્રભુ તમને સન્મતિ આપે!"

તલવારના બંને ટુકડા સ્વામીજીએ દૂર ફગાવી દીધા. રાવ વિદાય થઈ ગયા. આ ઉગ્ર ઘટના બની તે વેળા પચાસ માણસો સ્વામીજી પાસે બેઠા હતા. તેઓએ એવો આગ્રહ કર્યો કે રાવને અદાલતમાં ઘસડવા જોઈએ.

સ્વામીજી કહે કે 'એ કદિ ન બને. એ બિચારો તો પોતાની ક્ષત્રીવટ ચૂક્યો, પણ હું મારા બ્રાહ્મણત્વ-માંથી શા માટે લથડું ?'

૩

"ભક્તજનોએ આવીને સ્વામીજીને વિનવ્યા કે લોકો આપની ઝીંદગી લેવા વારંવાર હુમલા કરે છે. તો આપ આંહી ઉઘાડા સ્થાનમાં ન રહેતાં અમારા અંદરના ખંડમાં રહો."

સ્વામીજી કહેતા કે "ભાઈ ! અહીં તો તમે રક્ષણ કરશો; પણ હું બીજે જઈશ ત્યાં કોણ બચાવવાનું હતું ? મને તો પ્રભુ જેવડો મોટો ચોકીદાર મળ્યો છે. મને કશો ભય નથી."

૪

એક દિવસ સભાની વચ્ચોવચ્ચ એક કાલિનો ઉપાસક બ્રાહ્મણ નશામાં ચકચુર થઈને આવ્યો. અને ગાળો દેતાં દેતાં સ્વામીજીની સામે પગરખું ફેંક્યું. પગરખું તો સ્વામીજીને ન વાગતાં વચ્ચે જ પડી ગયું. પણ ત્યાં બેઠેલા સાધુઓની આંખોમાં ખૂન ભરાઈ આવ્યું. તેઓ આ બ્રાહ્મણને પકડીને મારવા મંડ્યા. સ્વામીજીએ

તેઓને અટકાવીને કહ્યું કે "શા માટે? મને કંઇ જ દુઃખ નથી. અને કદાપિ જોડા મને વાગ્યો હોત તો પણ એ ક્યાં રામબાણ હતું?"

૫

"મહારાજ, એકલા એકલા આપ હસી કાં રહ્યા છો?" એક દિવસ ભક્તોએ પૂછ્યું.

"જુઓ, એક માણસ અહીં ચાલ્યો આવે છે. હમણાં તમને એનો તમાશો બતાવું." સ્વામીજીએ જવાબ દીધો.

ત્યાં તો એક બ્રાહ્મણ મિષ્ટાન્ન લઇને આવી પહોંચ્યો. "સ્વામીજી! નમો નારાયણ" કહીને એણે મિષ્ટાન્નની ભેટ ધરી.

સ્વામીજીએ કહ્યું, "લ્યો, થોડું તમે પણ ખાઓ; હું પણ ખાઉં."

પરંતુ પેલા માણસે મીઠાઇ ન લીધી. સ્વામીજીએ ત્રાડ મારીને કહ્યું, "ખાઓ, કેમ નથી ખાતા?"

બ્રાહ્મણ કાંપી ઉઠયો. એણે બે હાથ જોડયા. સ્વામીજીએ પાસે બેઠેલા એક કુતરાને બટકું ખવરાવ્યું. તરત જ કુતરો ઢળી પડયો.

હસતા હસતા પોતાના ભક્તોને આ ઘટના બતાવીને પોતે બોલ્યા કે "આટલા માટે હું હસતો હતો. આ વિષ-પ્રયોગ જોયો?"

ભક્તો પોલિસને બોલાવવા ઉઠયા. સ્વામીજી કહે કે

"એ ન જ બને. જુઓ, બાપડો થરથરે છે. એને એટલી સજા જ બસ થશે."

બ્રાહ્મણને છોડી દેવામાં આવ્યો.

૬

"છોકરાઓ!" અમૃતસરમાં એક દિવસ એક પાઠશાળાના શિક્ષકે પોતાના નાની વયના વિદ્યાર્થીઓને શીખાવ્યું, "ચાલો, આજે આપણે એક સ્થળે કથા સાંભળવા જવાનું છે. તમે તમારાં દફતરોમાં ઈંટોના ટુકડા ભરી લો. ત્યાં હું ઇસારો કરૂં કે તરત જ તમે એ કથા કહેનારની ઉપર ઈંટોનો મારો ચલાવજો હો! કાલે તમને લાડુ આપવામાં આવશે."

એ કથાકાર તો મહર્ષિ દયાનંદ વિના બીજો કોણ હોય? બાળકો સહિત ગુરૂજી કથામાં ગયા. સાંજ પડી અને અંધારૂં થયું કે તત્કાળ ગુરૂજીએ આજ્ઞાંકિત છોકરાઓને ઈશારત કરી. તત્કાળ સ્વામીજીના માથા પર ઈંટોનો વરસાદ વરસવા લાગ્યો. આખી સભા ખળભળી ઉઠી. પણ સ્વામીજીએ સૌને શાંત પાડયા. પોલિસના અધિકારીઓએ એ બાળકોમાંના કેટલાએકને પકડીને સ્વામીજીની પાસે હાજર કર્યાં. પોલિસના પંજામાં સપડાયેલાં એ બટુકો ચોધાર રડતાં હતાં. ડૂસકા ભરતાં ભરતાં તેઓએ કબુલ કર્યું કે "અમારા પંડિતજીએ અમને લાડુની લાલચ દઈને આ કૃત્ય અમારે હાથે કરાવ્યું હતું."

સ્વામીજીએ એ જ પળે લાડુ મંગાવ્યા, બાળકોને વહેંચી દીધા અને કહ્યું કે 'બચ્ચાઓ! તમારા પંડિતજી

તો હવે કદાચ તમને લાડુ ન યે આપે, એમ સમજીને હું જ આપી દઉં છું. ખાઓ અને આનંદ કરો!"

૭

એક વખત વ્યાખ્યાન ચાલી રહ્યું છે, ઇસ્લામના સિદ્ધાંતો ઉપર નિખાલસ દિલે શાંત ચર્ચા થાય છે. એવામાં એક તરૂણ મુસલમાન ત્રાડ દેતો ઉભો થઇ ગયો. તલવારની મૂઠ પર હાથનો પંજો પસારીને એ બોલ્યો, "અય સ્વામી, મ્હોં સંભાળીને બોલજો. ખબરદાર અમારા ધર્મ વિષે કાંઇ પણ બદસખૂન બોલ્યા છો તો!"

"બેટા!" અત્યંત કોમલ સ્વરે સ્વામીજી બોલ્યા, 'બેટા! તારા મ્હોંમાં તો હજુ દુધીયા દાંત છે. જો હું તારી એવી ત્રાડોથી ડરતો હોત તો આટલું જોખમ શિર પર ઉઠાવીને શીદ ઘૂમત? બેસી જા, ભાઇ!"

લજ્જા પામીને યુવક બેસી ગયો.

૮

અજમેરનો પાદરી શૂલબ્રેડ સાહેબ સ્વામીજીનાં નિખાલસ સત્યોની ઝાળને સહન નથી કરી શકતો. રાતી પીળી મુખમુદ્રા કરીને એણે સ્વામીજી સન્મુખ ચેતવણી ઉચ્ચારી કે "કેદમાં પડશો, કેદમાં!"

હસીને સ્વામીએ જવાબ દીધો: "બંધુ, સત્ય ખાતર કેદ પકડાવું એ તો લગારે લજ્જાની વાત નથી. એવી વાતોથી તો હું હવે નિર્ભય બની ગયો છું. મારા વિરોધીઓ કદાચ મને તુરંગની કોટડીમાં નખાવશે, તો એ વેદના સહેતાં સહેતાં ન તો હું મારા પ્રતિપક્ષીઓનું

બુરૂં વાછવાનો કે ન તો મારા દિલમાં કશી દિલગીરી થવાની. પાદરીજી ! લોકોનો ડરાવ્યો હું સત્યને નહિ છોડું. ઇસુ ભગવાનને યે કયાં ન્હોતું લટકવું પડયું !"

૯

એક દિવસ એક બ્રાહ્મણે આવીને સ્વામીજીને પાનનું બીડું અર્પણ કર્યું. ભાવિક મનુષ્યની સ્નેહ-ભેટ સમજીને સ્વામીજીએ બીડું મ્હોમાં મૂક્યું. લગાર રસ લેતાં જ પોતે પામી ગયા કે પાનમાં ઝેર છે. એ પાપીને કશું યે ન કહેતાં પોતે ગંગા-કિનારે જઇ, ઉલટી કરી, ઝેર ઉતારી નાખ્યું. કાંઈ યે ન બન્યું હોય તેમ આવીને પાછા આસન પર શાંત મુખમુદ્રા ધરી બેઠા. પણ પાપ ન છુપ્યું. અપરાધી ઝલાયો. તહસીલદારે એ પાપીને પકડી ગિરફ્તાર કર્યો. તહસીલદારે માન્યું કે સ્વામીજી પોતાના પર પ્રસન્ન થશે. પણ સ્વામીજીએ તો એની સાથે બોલવું યે બંધ કર્યું. ચકિત્ત બનેલા તહસીલદારે સ્વામીજીની નારાજીનું કારણ પૂછયું. જવાબ મળ્યો કે "ભાઇ ! મારે ખાતર તમે એક પામર મનુષ્યને કેદમાં પૂર્યો તેથી હું ઉદાસ છું. હું આંહી મનુષ્યોને બાંધવા નથી આવ્યો, મુક્ત કરવા આવ્યો છું. બીજાઓ પોતાની સર્જનતા ત્યજે, પણ તેથી હું મારી ખાનદાનીને શા સારૂ ગુમાવું ?"

તહસીલદારે બ્રાહ્મણને છોડી દીધો.

૧૦

કાશીના મહારાજાની સરદારી નીચે બનારસી પંડિતોએ આવીને એક વાર દયાનંદજીને શાસ્ત્રાર્થને માટે ઘેરી

લીધા. પોતાના વિજયની જૂઠી તાળીઓના હર્ષનાદ કરીને સંધ્યાકાળે પંડિતોની ટોળીએ શોર ઉઠાવ્યો. ગડબડ મચી ગઈ. પચાસ હજાર શ્રોતાઓની મેદનીમાંથી સ્વામીજીને શિરે ઈંટો, પત્થરો, છાણ અને ખાસડાંની તડાપીટ બોલી. સાધુવર શબ્દ સરખો યે ન બોલ્યા. ફુલો વરસતાં હોય તેવી પ્રસન્ન મુખમુદ્રા રાખીને બેઠા રહ્યા. પંડિતો પણ પોતાનો દિગ્વિજય થયો માની ચાલ્યા ગયા. ઇશ્વરસિંહજી નામના એક પંડિતે જ્યારે દયાનંદ ઉપર આવું વીતક વીત્યાની વાત સાંભળી, ત્યારે એણે મનસૂબો કર્યો કે "ચાલો, જોઈએ તો ખરા કે અત્યારે આ અપમાનની શી અસર દયાનંદ ઉપર થઇ છે? એના બ્રહ્મજ્ઞાનીપણાનું માપ કાઢીએ."

ઇશ્વરસિંહજી ઉદ્યાનમાં પહોંચ્યાં. જુએ તો શીતલ સુમધુર ચાંદનીમાં સ્વામીજી કુંજર શી' ગતિએ ટેલી રહ્યા છે.

પંડિતનો સ્નેહભાવે સત્કાર કરીને સ્વામીજીએ જ્ઞાન-વાર્તાઓ માંડી. મધુર વિનોદ રેલાવ્યો. ન મુખ પદ ઉદાસીનો છાંટોઃ ન વ્યાકૂળતાઃ ન ખેદઃ કે ન લગારે છુપો રોષ રાગ! જાણે કશું ય બન્યું નથી. ઇશ્વરસિંહ-જીએ એવી વિજયવંત સાધુતાનાં દર્શન કર્યાં. યોગીવરના નિર્મળ ચિદાકાશમાં નિરાશાની નાની સરખી યે વાદળી ન ભાળી. પંડિતજીથી બોલાઇ ગયું, "મહારાજ! આજ સુધી હું આપને પંડિત જ માનતો હતો. આજે એ પંડિતાઇને પેલે પાર જઇને મેં જાણે કે સાચા વીત-રાગના દર્શન કર્યાં!"

૧૧

મથુરાપૂરી આખી ખળભળી ઉઠી છે. જાણે કોઇ શયતાન આવીને ધર્મને નરકમાં ઘસડી જાતો હોયની એવી વ્યાકુળતા મથુરાના પંડાઓમાં મચી રહી છે. સ્વામીજીએ આહ્વાન દીધું છે કે 'સુખેથી શાસ્ત્રાર્થ કરવા ચાલ્યા આવો.'

પાંચસો પંડા આવ્યા, પણ શાસ્ત્રાર્થ કરવા નહિ, ગાળાગાળી અને મારામારી મચાવવા ! અગાસી ઉપર ઉભા ઉભા સ્વામીજી મ્હોં મલકાવી રહ્યા છે અને નીચે જમાવટ કરીને ઉભેલા લાઠીદાર ચોબાઓ ગાળોનો મારો ચલાવે છે. મકાન ઉપર ચોકી કરતા ક્ષત્રિય સેવકોએ સ્વામીજીને કહ્યું કે "મહારાજ, થોડીક રજા આપો. આ પંડાઓને પાંસરા કરીએ."

સ્વામીજી કહે છે કે "ના ભાઈ! આ ધર્માંધતા ઉપર દયા ઘટે, કોપ ન ઘટે. બાકી તો મારા આંહી આવવાનો આટલો યે લાભ શું ઓછો છે, કે આ આળસુના પીર, ઉગ્રતા, પશુવત પંડાઓમાં આટલી પણ જાગૃતિ તો આવી ! આટલી સંખ્યામાં એ બાપડા એકઠા મળ્યા, એ ફાયદો કાંઈ કમ નથી !"

૧૨

સ્વામીજી વ્યાખ્યાન દઇ રહ્યા છે. એવે ભર સભામાં એક કસાઇએ અને એક કલાલે આવી, બૂમો પાડીને ઉઘરાણી કરવા માંડી કે "અય સ્વામીજી! હવે તો

બહુ દિવસ વાયદા દીધા. આટલો બધો આંકડો ચડયો છે. હવે તો પૈસા ચૂકાવો !"

આવું સાંભળીને સ્વામીજીના સેવકોની આંખોમાં ખૂન ભરાયું. સ્વામીજી બોલ્યા કે "ખામોશ પકડો! એને શબ્દ પણ ન કહેશો હો!"

સભા જેમની તેમ ચાલુ રહી. શાંતિથી વ્યાખ્યાન ખતમ થયું. એટલે સ્વામીજીએ એ બન્ને જણાને પોતાની પાસે બોલાવ્યા. પૂર્ણ વાત્સલ્યથી બન્નેને ગળે પોતાના હાથ વીંટયા. પૂછયું "ભાઇ, સાચું કહેજો હો, આ તમને કોણે શીખાવેલું ?"

હાથ જોડીને બન્ને બોલ્યા "બાપુ! માંગીલાલ મુનીમે. અમને બદલો દેવાનું પણ એમણે વચન દીધું છે."

"કાંઈ ફીકર નહિ !" એટલું જ કહી, હસીને સ્વામીજીએ બન્નેને છોડી દીધા.

૧૩

મુંબઇમાં દયાનંદના પગલાં થયાં. વલ્લભી સંપ્રદાયના ગોંસાઇ મહારાજોએ માન્યું કે આપણો કાળ આવ્યો. સ્વામીજીને સલાહો મળી કે "મહર્ષિજી, વલ્લભ–પંથીઓની છેડ ન કરતા હો !"

દયાનંદજી કહે છે કે "ભાઇ, અસતને તો ઈંદ્રના આસન પર પણ દીઠું નહિ મેલું. મારૂં ભલે થવું હોય તે થાઓ !"

૧૪

"બલદેવસિંહ! બચ્ચા! તારી આંખોમાં આજ હું મારૂં મોત ઉકેલી રહ્યો છું." ઓચીંતા એક દિવસ મહર્ષિ બોલી ઉઠયા.

બલદેવને માથે જાણે વિજળી પડી.

"બોલ બચ્ચા! આજ ગોંસાઇને ત્યાં ગયો હતો?"

બલદેવે ચકિત બનીને ડોકું ધૂણાવ્યું.

"શી સરતે મને વિષ દેવાનું ઠર્યું છે?"

"એક હજાર રૂપીઓ." લાઇલાજ બનેલા બલદેવે પૂરેપૂરૂં અંતર ખોલી નાખ્યું.

"જો બચ્ચા, પરમેશ્વર જેનો રખવાળ છે એને કોઇ ન મારી શકે હો! કાશીમાં મને હળાહળ ઝેર દીધેલું હતું. રાવ કર્ણસિંહે પાનમાં વિષ ભેળવી ખવાડયું હતું. બીજા કૈકે એ પ્રયોગો મારા પર અજમાવ્યા છે, છતાં હું જીવું છું. ને યાદ રાખજે, હું હમણાં નથી મરવાનો"

બલદેવસિંહ સ્વામીના ચરણોમાં લોટી પડયો.

૧૫

મુંબાઇમાં વ્યાખ્યાન ચાલી રહ્યું છે. વલ્લભ સંપ્રદાયના ટોળાએ ઇંટ, પત્થર અને ધૂળના પ્રહારો સ્વામીજીના માથા પર શરૂ કરી દીધા. સહુએ સ્વામીજીને વ્યાખ્યાન બંધ કરવાની સલાહ દીધી. જવાબમાં સ્વામીજી બોલ્યા:

"મારાં ભાંડુઓએ ફેંકેલા ઇંટ પત્થર તો મારે મન ફુલોની વૃષ્ટિ સમા છે. બાકી વ્યાખ્યાન તો ઉચિત સમયે

જ સમાપ્ત કરીશ; અધુરૂં તો નહિ મેલાય. ભલે પત્થરો વરસતા."

માર સહેતાં સહેતાં સ્વામીજીએ બરાબર મુકરર સમયે જ વ્યાખ્યાનની સમાપ્તિ કરી.

૧૬

૧૮૭૫માં ન્યાયમૂર્તિ સ્વ. મહાદેવ ગોવિન્દ રાનડેએ સ્વામીજીને પૂનામાં નિમંત્ર્યા. ત્યાં જઈને સ્વામીજીએ પંદર વ્યાખ્યાનો દીધાં. વિદાયને દિવસે પ્રજાએ પાલખીમાં વેદ પધરાવી, હાથીને હોદ્દે સ્વામીજીને બેસાડી, ધર્મ–સવારી કાઢી. નગરની બદમાસ ટોળીએ આની સાથોસાથ 'ગર્દભાનંદ સવારી' ચડાવી. કોલાહલ કર્યો. અપશબ્દોની ઝડી વરસાવી. વરસાદમાં ભીંજેલી ધરતી પરથી કાદવ ઉપાડી ઉપાડીને છાંટયો. સ્વામીજી અને સ્વ. જસ્ટીસ રાનડે, બન્ને જણા કાદવમાં ખરડાયા. જસ્ટીસ રાનડેએ હુકમ આપ્યો હોત તો પલકમાં એ ટોળું તુરંગનાં દ્વાર દેખત. પણ સ્વામીજીએ હસીને કહ્યું "રાનડેજી, કશી ચિન્તા નહિ. કશું યે કષ્ટ આ આપડાઓને દેશો નહિ."

૧૭

મિર્જાપૂરમાં છોટુગિર નામનો એક ગુંસાઈ રહેતો હતો. ભારી જલદ પ્રકૃતિનો એ આદમી હતો. એક વખત એ જબરદસ્ત ટોળું લઈને સ્વામીજીના મુકામ પર ચડી આવ્યો. આવતાંની વાર જ સ્વામીજીના પગ ઉપર પગ

રાખીને એ તો બેસી ગયો અને ફાવે તેમ બકવાદ કરવા લાગ્યો.

સ્વામીજીએ પૂછયું "આ કોણ છે?"

"કાશી વિશ્વનાથ જેવા જ આંડીના એક પ્રાચીન મહાદેવના પૂજારી છે."

સ્વામીજી સમજી ગયા કે આ ભાઇ લડાઇ મચાવવા જ આવ્યા છે. એટલે તો પોતે વધુ નિર્ભય બનીને કાશી વિશ્વનાથનું ખંડન કરવા મંડયા. સ્વામીજીની પાસે પતાસાંનો ડબ્બો પડયો હતો તેમાં હાથ ઘાલીને આ ગુંસાઇ એક એક પતાસું ઉઠાવીને અજીઠે હાથે પતાસાં બુકડાવવા લાગ્યો.

સ્વામીજી શાંત સ્વરે બોલ્યા "અરે ભાઇ, પતાસાં ખાવાં હોય તો મૂઠો ભરીને એક સામટાં લઇ લેને! મારાં બધાં પતાસાં શીદને અજીઠાં કરી રહ્યો છે?"

ગુંસાઈ માન્યો નહિ. એટલે સ્વામીજીએ ત્રાડ નાખીને સેવકોને આજ્ઞા કરી કે "બહારનો દરવાજા બંધ કરી દો. હું એકલો જ આ. બધાને હમણાં સીધા કરી નાખું છું."

વિકરાલ આકૃતિને દેખીને છોટુગિરનું હૃદય કમ્પી ઉઠયું. એણે પોતાનો કાળ ભાળ્યો. ખસીને એ દૂર બેસી ગયો. ટોળું દિગ્મૂઢ બની ઉભું રહ્યું.

છોટુગિરનો ઘમંડ તે વખતે તો તૂટી ગયો. પણ એની દ્વેષ-જ્વાળા ઓલવાઇ નહિ. એક રાત્રિયે એણે બે પહેલવાનોને સ્વામીજી પર હુમલો કરવા મોકલ્યા. રાત્રિને

શાંત સમયે સ્વામીજી એક ભક્તને ધર્મનું રહસ્ય સમજાવી રહ્યા હતા. એવામાં આ ગુંડાઓએ આવીને ઠઠ્ઠા મશ્કરી આદરી દીધી. એક બે વાર તો સ્વામીજીએ એને કોમળ વાણી વડે સમજાવ્યા. પણ જ્યારે એણે જોયું કે ભલમનસાઈ ફોગટ જાય છે, ત્યારે પોતે સિંહગર્જના કરી. અને એ તો આત્મસિદ્ધ બ્રહ્મચારીની ત્રાડ ! છાતી વિનાના એ બન્ને માનવ–પશુઓ કાંપી ઉઠ્યા. પરસેવે ભીંજાયા.

સ્વામીજીએ સૌમ્ય સ્વરે કહ્યું કે "જાઓ, સુખેથી ચાલ્યા જાઓ. અમે સંન્યાસી છીએ. અમારો ધર્મ કોઈને મારવાનો નથી, બચ્ચાઓ !"

## ૧૮

ફરીવાર સ્વામીજી કર્ણવાસમાં આવી ચડ્યા છે. બરૌલીના પેલા ઠાકોર રાવ કર્ણસિંહ પણ ત્યાં શરત્પૂર્ણિમાનું સ્નાન કરવા આવ્યા છે. એની રયાસત સાથે તો નાચરંગને માટે વેશ્યાઓ પણ શામિલ રહેલી છે ! સ્વામીજીના મુકામથી દોઢસો જ કદમ પર રાવનો ઉતારો છે.

રાવના અંતરમાં આગલા પ્રસંગનું વેર ખટકતું જ હતું. મતિ ગુમાવીને એણે પોતાના ત્રણ નોકરોને ચકચકતી તલવારો આપી સ્વામીજીને વધ કરવા મોકલ્યા.

અધરાતનો સમય છે. ચોમેર ચુપકીદી છવાયેલી છે. કેવળ ગંગામૈયા ઘેરે રવે ગુંજે છે. અને વાયુની કોઈ કોઈ લહરીને ચુંબને ચુંબને ઝાડ પરનાં પાંદડાં ખડખડ હસે છે. સ્વામીજી ધ્યાનમગ્ન છે. થોડે અંતરે પોતાના

ભક્ત કૈથલસિંહ ગાઢ નિદ્રામાં પડ્યા પડ્યા નસ્કોરાં બોલાવે છે.

એ સમયે કર્ણસિંહના ત્રણ નોકરો હાથમાં નાગી તલવાર લઈને ચુપાચુપ ચાલ્યા આવ્યા. આવ્યા છે તો ખરા, પણ અંગો થરથર ધ્રૂજે છે. કલેજાં ધબકારા મારે છે. તલવારો તો તીક્ષ્ણ છે, પણ એક નિર્દોષ વીતરાગ પર એ તલવારો ચલાવવા જેટલી તીક્ષ્ણ હિમ્મત તેઓના હાથમાં નથી રહી.

બહુ વાર સુધી તેઓ થંભી રહ્યા. આખરે થાક્યા. છાતી ન ચાલી. પાછા વળીને રાવની પાસે આવ્યા. રાવે ધમકાવીને ફરીવાર મોકલ્યા.

તે વખતે સ્વામીજીની સમાધિ ઉતરી ગઇ હતી અને રાવે પોતાના નોકરોને દીધેલ ધમકી પણ સ્વામીજીએ કાનોકાન સાંભળી હતી. બીજી વાર પણ નોકરો પાછા વળ્યા. પણ રાવની જીદ તો આજે ઋષિના દેહની સાથે મોતની હીચકારી રમત રમી નાખવા જ ચાહતી હતી. એણે નોકરોને ફરીવાર ધમકાવીને ધકેલ્યા.

એ આવ્યા. સ્વામીજીએ બીજું કાંઇ જ ન કર્યું. ઉઠીને એક ગગનભેદી હુંકાર ગજવ્યો. જમીન પર એક લાત મારી. તલવારધારીઓની ભુજામાંથી તલવારો પડી ગઈ. એ નાઠા.

કૈથલસિંહજીની આંખ પણ ઉઘડી ગઇ. સ્વામીજીને એણે વિનવ્યા "હત્યારાઓ હજુ ફરીવાર આવશે હો મહારાજ! માટે ચાલો, ક્યાંઇક છુપાઇને રાત વીતાવીએ."

જવાબમાં સ્વામીજીના મુખમાંથી ગીતાપાઠ ગુંજી ઉઠ્યો કે

नैनं छिन्दन्ति शस्त्राणि
नैनं दहति पावक: ॥

કૈથલ ! ભાઇ ! સંન્યાસી તે ગઢ ગુફાના આશરા ક્યાં સુધી શોધતો ફરશે ? મારો રક્ષણહાર તો પ્રભુ જેવડો હજાર હાથવાળો બેઠો છે. તું ગભરા નહિ ભાઇ ! હું જો ધારત તો એ ત્રણેના હાથમાંથી તલવારો છીનવીને તેઓનાં માથાં વાઢી લેત.”

૧૯

તે દિવસે જ રાજઘાટ ઉપર પંજાબી સેનાની એક ટુકડીનો પડાવ હતો. તે લોકોને રાવ કણુસિંહના આ અત્યાચારની જાણ થઇ ગઇ. તેઓનું ખૂન તપી આવ્યું. પચીસ પંજાબી વીરો શસ્ત્રો બાંધીને સ્વામીજીની પાસે આવી ગરજ્યા અને હાથ જોડીને કહેવા લાગ્યા કે “એક વાર અમને આજ્ઞા આપો ને પછી જોઇ લો, કે અમે એ સાધુઓના શત્રુને કેવો સ્વાદ ચખાડીએ છીએ ! ભલે અમારી નોકરી તૂટી જાય, પણ એને તો પૂરો કરીને જ પાછા ફરશું.”

પ્રેમભરપૂર શબ્દો વડે સ્વામીજીએ એ સૈનિકોને શાંત કર્યા અને સત્સંગમાં બેસી એક શીતળ ઉપદેશ સંભળાવ્યો.

અમૃતસરમાં છ સાત હજાર મનુષ્યોની મેદની જામી છે. આજે પંડિતો અને મહર્ષિજીની વચ્ચે પ્રશ્નોત્તરીનો મામલો મચાવાનો છે, મહર્ષિજી બેઠા છે. થોડીવારમાં પંડિતોનું ટોળું જય-જયનાદ ગુંજતું દાખલ થયું. સાત આઠ તિલકધારી પંડિતો બગલમાં પુસ્તક દબાવીને સન્મુખ બેસી ગયા. ત્યાં તો ચારે બાજુથી પંડિતોના ચેલાઓએ ઇંટ પત્થરનો મારો ચલાવ્યો. સભા-મંડપમાં ધૂળની મોટી ડમરી ચડી. પોલીસો દોડયા આવ્યા. પંડિતો પલાયન કરી ગયા. સેવકો કોપાયા. ટોળાને પીટવા ઉઠયા.

સ્વામીજીએ સૌમ્ય નેત્રે આનંદભર વાણી કાઢી કે "ગરમ ન થશો, બચ્ચાઓ! આ તો મદિરા-પાનનો નશો કહેવાય. અને મારૂં કાર્ય તો વૈદ્યનું ગણાય. દારૂડીયાને વૈદ્ય મારે નહિ, ઔષધ આપે. વળી હું તો આર્ય ધર્મની ફુલવાડીનો પામર માળી છું. ફુલવાડીમાં ખાતર પૂરતાં પૂરતાં માળીનાં અંગ ઉપર પણ ધુળ કચરો છવાય, એમાં શી તાજ્જુબી છે! મને એની ચિન્તા નથી. હું તો ઝંખું છું એટલું જ કે આ ફુલવાડી સદા લીલીછમ રહે અને ફાલ્યા કરે."



# ત્યાગ–વીર

૧

પીંજરે પડેલો રાજહંસ ઉઘાડું દ્વાર દેખીને માનસરોવરના પંથ પર ધસવા માંડે તેમ મૂળશંકરે પોતાનાં માતાપિતાના પ્રેમ–પીંજરામાંથી છૂટીને જે દિવસ સત ધામના કેડા ઉપર વેગવંત ડગલાં ભરવા માંડ્યાં હતાં, તે દિવસની આ કથા છે. દિવસ બધો નિર્જન અટવીઓ વીંધતો વીંધતો એ ધસ્યે જાય છે અને રાત્રિયે કોઇ હનુમાનનાં કે દેવીઓનાં ઉજ્જડ મંદિરોમાં લપાઇ રહે છે. ત્રીજે દિવસે માર્ગમાં એને એક સાધુવેશધારી ધુતારાઓનું ટોળું મળ્યું. આ એકલ વિહારનું કારણ પૂછતાં ભગવાં વસ્ત્રો પ્રત્યે પૂજ્યભાવે જોનારા એ બાળકે પોતાનો સાચો મનોભાવ કહી બતાવ્યો.

"જોઇ લેજો આ મહેરબાનને!" સાધુ વેશધારીઓએ ટોણો માર્યો; "ભાઇ સાહેબ જાય છે તો ત્યાગી બનવા, અને શરીર ઉપરથી હજુ સોનાનાં વેઢ વીંટી તો છૂટતાં નથી!"

" આ લો ત્યારે, પહેરજો હવે તમે ! " એમ કહીને બાળકે પોતાનાં વીંટીઓ અને વસ્ત્રાભરણો ઉતારી એ ટોળીની સામે ફગાવી દીધાં. છાતી ઉપરથી પ્રચંડ શિલાઓનો બોજો ઉતરી ગયો હોય તેવો સુખનો નિઃશ્વાસ મેલીને મૂળશંકરે મહાપંથ પર ધસવા માંડ્યું.

૨

સંન્યાસી જીવનની શરૂઆતમાં ભટકતાં ભટકતાં આ તરૂણ ત્યાગીએ એક દિવસ ઓખી મઠમાં મુકામ કીધો. મઠની છાકમછોળ સમૃદ્ધિ ત્યાંના સાધુઓના વિલાસોની ઉપર ઢોળાતો ભાળી. રજવાડી ઠાઠમાઠમાં મ્હાલતો મહંત આ તેજસ્વી બ્રહ્મચારીને દેખી મોહાયો. એણે કહ્યું:

"બેટા, જો તું મારો ચેલો બની જા તો તને ગાદીનો વારસ બનાવું. લાખોની સંપત્તિ તારા ચરણોમાં લોટશે."

આ દરખાસ્તને દયાનંદે તત્કાળ તિરસ્કારથી વધાવી. કાચા સૂતરને તાંતણે એ ઐરાવત બંધાયો નહિ.

૩

વડોદરા રાજ્યના દિવાન બહાદૂરે એક દિવસ સ્વામીજીને જમવા બોલાવ્યા. જમાડીને વિદાય દેતી વખતે દિવાને એક હજાર રૂપૈયા સ્વામીજીના ચરણમાં ભેટ ધર્યા.

સ્વામીજીએ થેલીને પાછી ઠેલી કહ્યું "ભાઇ, હું તો આવી કુ-રીતિઓનું ખંડન કરી રહ્યો છું. હું પોતેજ ઉઠીને જો આ સ્વીકારીશ તો પેલા ગોંસાઇઓને પોતાની પધરામણીઓનો કેવો મઝેનો બચાવ મળી જશે ! "

૪

સ્વામીજીના પ્રભાવમાં અંજાયેલા તે કાળના એક વાઇસરોય સાહેબે સ્વામીજીની વિપત્તિઓની કથા જ્યારે સાંભળી ત્યારે સ્વામીજીના રક્ષણ માટે કાયમી સીપાહીઓ નીમવાની તેમજ રેલગાડીની મુસાફરી માટે પહેલા વર્ગનો પાસ કઢાવી આપવાની એ નામદારે ઇચ્છા બતાવી. સ્વામીજીએ આભાર માનીને ઉત્તર દીધો કે "એ સહાયને હું નહિ સ્વીકારી શકું. એથી તો લોકો મને રાજ-સત્તાનો નોકર અથવા તો ખ્રીસ્તીઓનો પાદરી માની બેસે!"

વાઇસરોય : તો શું આપ રાજ્યની નોકરીમાં કાંઇ બુરૂં સમજો છો ?

સ્વામીજી : હું તો સંન્યાસી છું. મેં તો પરમેશ્વર રૂપી સાચી સરકારની નોકરી જ સ્વીકારી લીધી છે.

વાઇસરોય : ત્યારે શું અત્યારની સરકારને આપ સાચી નથી માનતા ?

સ્વામીજી : એટલે કે આ સરકાર પરિવર્તનશીલ છે. અને મારી ઈશ્વરી સરકારના નિયમ તો અટલ અને એનો ઇન્સાફ અદલ છે. મનુષ્યોના ન્યાયનિયમો તો સમયાનુસાર બદલે છે.

૫

ઉદેપુરમાં મહર્ષિજી એકાન્તમાં બેઠા છે, ત્યાં મહારાણા પધાર્યા. એમણે આવીને કહ્યું "સ્વામીજી, જો ફક્ત મૂર્તિ-પૂજાનું ખંડન છોડી દો તો એકલિંગ મહાદેવના મહંતની ગાદી હું આપને સોંપી દઉં. આપ લાખોની ની-પજના ધણી થશો. આખું રાજ્ય આપને ગુરુ કરી માનશે."

દુભાએલા મહર્ષિએ ઉત્તર દીધો "રાણાજી, આવી લાલચ બતાવીને આપ શું મને મારા પ્રભુથી વિમુખ બનાવવા ચાહો છો? આપનું આ નાનકડું રાજ્ય અને કુબા જેવડો એ શિવ–મઠ, કે જેમાંથી તો હું એક જ દોટ દઈને બહાર નીકળી જઈ શકું છું, તે શું મને અનંત ઈશ્વરની આજ્ઞા ઉથાપવા જેટલો નિર્બળ બનાવી શકશે? ફરીવાર મને આવું કહેવાનું સાહસ ન કરતા. લાખો મનુષ્યોનો પ્રભુ પ્રત્યેનો વિશ્વાસ કેવળ મારા વિશ્વાસ પર જ ટકી રહ્યો છે, જાણો છો રાણાજી?"

તે ઘડીથી રાણાજી સ્વામીજીના પરમ ભક્ત બની ગયા.

૬

લાહોરમાં આર્ય–સમાજનું અધિવેશન ભરાયું. સમાજીઓએ દરખાસ્ત કરી કે આર્ય–સભાના સંસ્થાપકને કંઈક પદવી આપવી. બીજાઓએ અનુમોદન પણ આપ્યું.

હસીને સ્વામીજી બોલ્યા "ભાઈ, મેં કોઈ નવો પંથ ચલાવવા માટે ગુરૂ–ગાદીનો મઠ નથી સ્થાપ્યો. હું તો ઉલટું ભોળા મતવાદીઓને મઠોથી અને મહંતોથી સ્વતંત્ર બનાવવા મથું છું. મારે કે અન્ય કોઈને પણ પદવીઓ ન ઘટે. પદવીઓનાં પરિણામ બુરાં જ સમજવાં."

બીજી દરખાસ્ત પડી: "તો એકલા સ્વામીજીને આ સમાજના 'પરમ સહાયક' સ્થાપવા."

સ્વામીજી કહે "તો પછી પરમ પિતા પરમેશ્વરને કયા પદે સ્થાપશો? પરમ સહાયક તો એ એક જ છે. મારૂં નામ લખવું હોય તો ફક્ત અદના સહાયકોના પત્રકમાં જ લખજો."

# સામર્થ્ય-વીર

૧

એક દિવસ દયાનંદજી યમુના-તીરે ધ્યાન ધરીને બેઠા છે. એવામાં કોઇક સ્ત્રીએ સ્નાન કરીને આવતાં પદ્માસન વાળીને બેઠેલા સ્વામીજીને ભાળ્યા અને એમને પરમહંસ સમજી એમના ચરણો પર પોતાનું મસ્તક ઢાળી નમસ્કાર કર્યા. પગ ઉપર કોઇ મનુષ્યના માથાનો ભીનો સ્પર્શ થતાં જ સ્વામીએ નેત્રો ખોલ્યાં. ચમકીને 'અરે માતા ! અરે મૈયા !' એવા શબ્દો ઉચ્ચારતા પોતે ઉભા થઇ ગયા, અને ગોવર્ધન પર્વત તરફ જઇને એક મંદિરના નિર્જન ખંડિયેરમાં ત્રણ દિવસ અને ત્રણ રાત સુધી એમણે અન્નજળ વિના, ધ્યાન ચિન્તનમાં જ તન્મય રહી એ સ્ત્રી-સ્પર્શના પાપનું પ્રાયશ્ચિત્ત કર્યું.

૨

એક દિવસ કેટલીએક સ્ત્રીઓ મોહક શણગારો સજીને સ્વામીજીની પાસે આવી. સ્વામીજીએ પૂછ્યું, "બ્હેનો, ક્યાંથી આવો છો !"

" મહારાજ, અમે સાધુઓની પાસે થઈને આંહી આવીએ છીએ."

" સાધુઓની પાસે શા માટે ?"

" આપ કહો તો આપની પાસે આવીએ."

" મારી પાસે શા માટે ?"

" ઉપદેશ લેવા માટે."

" બહુ સારૂં. તો તમારા પતિઓને જ મોકલજો. એ આંહીથી ઉપદેશ લઈ જઈને તમને સંભળાવશે. તમે પોતે હવે પછી આંહી ન આવજો."

ત્યાર પછી એ સ્ત્રીઓ ફરી કદિ ન ડોકાઈ.

૩

પોષ માસની કડકડતી થંડીમાં, જ્યારે ઝાડપાન પર ઠાર પડતો હોય, ઝરાનાં નીર જામીને બરફ બની જતાં હોય, સુસવતો પવન કાતિલ શરની માફક શરીરને વીંધતો હોય, તેવે સમયે ગંગાની હીમ જેવી રેતીમાં કેવળ એક કૌપીનભર, પદ્માસન વાળીને સ્વામીજી આખી રાત બેઠા રહેતા. એમને આવી દશામાં દેખીને કોઈ ભક્તજન એમની કાયા ઉપર કામળી ઓઢાડી જતો, તો સ્વામીજી તૂર્ત એ કામળીને અળગી કરી નાખતા.

એવી એક રાત્રિને સમયે, બદાયૂના ગોરા કલેક્ટર સાહેબ તેમના મિત્રની સાથે ગંગા કિનારે ફરવા નીકળ્યા છે. એમનાં ગૌર શરીરો તો જ્યારે ગરમ વસ્ત્રોમાં દટાઈ

ગયાં હતા, ત્યારે તેઓએ ગંગાના તટ પર આ લંગોટ-ધારી તપસ્વીની પ્રચંડ, તેજસ્વી કાયાને સમાધીની લ્હેરમાં વિરાજમાન દીઠી. બંને અંગ્રેજો ટગર ટગર જોઈ રહ્યા.

સ્વામીજીની સમાધિ છુટી ત્યારે કલેક્ટર સાહેબે પુછયું, "આપને ઠંડી નથી લાગતી?"

સ્વામીજી જવાબ દેવા જતા હતા ત્યાં બીજો અંગ્રેજ વચમાં બોલી ઉઠયો "એને તે ઠંડી શાની લાગે? રોજ માલ માલ ઉડાવતો હોય ને!"

હસીને સ્વામીજી બોલ્યા, "સાહેબ, અમે હિન્દુઓ તો દાળ રોટલી ખાઇએ એમાં માલમાલ શો હોય? પણ આપ તો ઈંડાં જેવા પૌષ્ટિક માલ આરોગો છો અને શરાબ પણ ઉડાવો છો. એટલે જો માલમાલ ખાવાથી જ ઠંડી સહન કરી શકાતી હોય તો ચાલો, કપડાં ઉતારીને થોડીવાર મારી બાજુમાં બેસી જાઓ."

ઝંખવાણો પડીને અંગ્રેજ આડી વાત નાખવા લાગ્યો કે "તો પછી આપ બતાવો, આપને ઠંડી કેમ નથી લાગતી?"

સ્વામીજી બોલ્યા, "આપ કહો, આપનું મ્હોં ઉઘાડું રહે છે છતાં તેને કેમ ઠંડી નથી લાગતી? સતત ખુલ્લું રાખવાની આદતને લીધે જ! એ જ પ્રમાણે મારા દેહને પણ આદત પડી છે. એમાં બીજું કશુંય જાદુ નથી.

નમસ્કાર કરીને બંને ગોરા ચાલ્યા ગયા.

૪

નદીના દૂર દૂરના કોઈ નિર્જન આરા પર જઈને સ્વામીજી સ્નાન કરતા. કૌપીન એક જ હોવાથી પ્રથમ કૌપીનને ધોઇ, સુકવી, પોતે સિદ્ધાસન વાળીને રેતીમાં બેસી જતા. કૌપીન સુકાઇ જાય ત્યારે પોતે ઉઠી, સ્નાન કરી, કૌપીન બાંધી પોતાને મુકામે જતા.

એક દિવસ કેટલાએક મલ્લો સ્વામીજીના શરીરબળની નામના સાંભળીને એમને શોધવા ચાલ્યા આવે છે; સ્વામીજી તે વખતે સ્નાન કરવાની તૈયારીમાં હતા. મલ્લરાજોને નિહાળી પોતે વાતનો મર્મ સમજી ગયા. કૌપીન તે વખતે ભીનું હતું. જમણે હાથે કૌપીનને જોરથી નીચોવીને મલ્લોને કહ્યું 'તમારામાંથી જેને પોતાના કૌવતનું ગુમાન હોય તે આ કૌપીન નીચોવીને એમાંથી પાણીનું એક ટીપું કાઢી બતાવે."

બધાએ એક પછી એક કૌપીનને નીચોવી જોયું. એક પણ બિન્દુ ન ટપક્યું !

૫

કાશીમાં સ્વામીજી મુસલમાન મતની પણ ત્રૂટીઓ બતાવી ખંડન કરતા હતા તેથી મુસલમાનોને એમના ઉપર ભારે રોષ ચડેલો. એક દિવસ સાંજરે ગંગાતટ પર આસન લગાવીને સ્વામીજી બેઠા છે. દૈવયોગે મુસલમાનોની એક ટોળી ત્યાં થઈને નીકળી. પોતાના ધર્મના ટીકાકારને ઓળખ્યો. બે પહેલવાનો ધસી આવ્યા. સ્વામીજીને ઉપાડીને ગંગામાં ફેંકવા લાગ્યા. બન્ને જણાએ

બન્ને હાથ વતી સ્વામીજીનાં બે બાવડાં પકડયાં અને એ રીતે એમને ઝુલાવીને પ્રવાહમાં ફગાવી દેવા જતા હતા, ત્યાં તો સ્વામીજીએ પોતાની બન્ને ભુજાઓ સંકોડીને પોતાના શરીરની સાથે દબાવી દીધી. બન્ને મલ્લોના ચારે હાથ સ્વામીજીની બગલમાં સપડાઇ ગયા! પછી તો મગદૂર શી કે હાથ સરકાવી શકે? એમ ને એમ સ્વામીજીએ જોરથી ઉછાળો મારી ગંગામાં ઝંપલાવ્યું. પેલા બન્ને જણને પણ સાથે જ ઘસડતા ગયા. પોતે પાણીમાં ડૂબકીઓ મારીને બન્ને મલ્લોને થોડાં ગળકાં ખવડાવ્યાં અને પછી છોડી દીધા. મુશ્કેલીથી બન્ને જણા બહાર નીકળ્યા. કાંઠે ઉભેલું ટોળું આથી ખુબ ચીડાઇ ગયું. બધા હાથમાં પત્થરો લઇને સ્વામીજીના બહાર નીકળવાની રાહ જોતા બેઠા. દૂર પાણીમાં પડયા પડયા સ્વામીજી દુશ્મનોની આ મતલબ સમજી ગયા, એટલે પોતે પણ શ્વાસને રૂંધીને પદ્માસન લગાવી પાણી પર બેઠક જમાવી. અંધારૂં થઇ ગયું. પેલા સમજ્યા કે બાવો ડુબી મુવો. મલકાતા મલકાતા ચાલ્યા ગયા. એટલે સ્વામીજીએ પણ પાણીમાંથી નીકળીને અધુરી રહેલી સમાધિ ફરીવાર લગાવી!

૯

નગરની બજારમાં એક ફાટેલો સાંઢ લોકોની પછવાડે દોડતો, કૈકને કચરતો ને પટકતો દોડયો આવે છે. લોકો ઓટલા પર ચડી ગયા છે અને 'સ્વામીજી! ખસી જાઓ, ચડી જાઓ' એવી ચીસો પાડે છે. વગર થડકયે સ્વામીજી સીધા ને સીધા સાંઢની સામે ચાલ્યા ગયા. તદ્દન નજીક ગયા એટલે સાંઢ પોતાની મેળે રસ્તો

છોડીને ગરીબ ગાયની માફક ચાલ્યો ગયો. લોકોએ આવીને પૂછ્યું કે "મહારાજ, સાંઢ શીંગડે ચડાવત તો?"

"તો બીજું શું? શીંગડાં પકડીને દૂર ધકેલી દેત!"

૭

જોધપુરમાં મહર્ષિજીએ મુસલમાન મતનું ખંડન ચલાવ્યું. સાંભળીને ફૈજુલા ખાં નામના એક મુસ્લીમના રોમે રોમમાં જ્વાળા ઉઠી. રોષે ભરાઇને એ ગાજી ઉઠયા "અય સ્વામી! અત્યારે જો મુસલમાનોની રાજસત્તા હોત તો તમે જીવતા ન જાત."

"ખાં સાહેબ!" સ્વામીજીએ ખાં સાહેબને ધીરેથી ઉત્તર દીધો, "જો એવો અવસર આવે તો હું કદિ થરથરી ન જાઉં, કે ન તો ચુપચાપ બેઠો રહું. પણ બે ચાર વીર રજપુતોની પીઠ થાબડીને એવાં તો શૂરાતન ચડાવું કે મુસલમાનોના હોશ ઉડી જાય. ખબર છે ખાં સાહેબ?"

ખીજે બળતાં ખાં સાહેબે મુંગા રહેવું જ ઉચિત માન્યું.

૮

ગંગાના ઉંડા જળમાં એક દિવસ સ્વામીજી લેટી રહ્યા છે. એવામાં તેમની લગોલગ થઇને એક મસ્ત મગરમચ્છ નીકળ્યો. કિનારેથી ભક્તજનોએ બૂમાબૂમ કરી મૂકી કે 'મહારાજ, ભાગજો! મગર આવે છે.' લગારે ખસ્યા વગર સ્વામીજીએ મસ્ત દશામાં પડ્યા પડ્યા જવાબ દીધો કે 'કશી ફીકર નહિ કરતા. હું જો એને નથી સતાવતો તો પછી એ મને શા માટે છેડવાનો હતો?'

પશુબળના ઉપર પણ નિર્દોષતાની આટલી ચોટ નાખનાર દયાનંદ વિશ્વપ્રેમ અને અહિંસાની કેટલી ઉંચી કક્ષાએ પહોંચ્યા હશે ! કલ્પવું કઠિન નથી.

૯

એક ગામડામાં સ્વામીજીએ ઉતારો કર્યો. લોકોએ એમની હોંશે હોંશે પરોણાગત કરી. એવે તેઓનો કોઇ ઉત્સવ-દિન આવી પડ્યો. રાત્રિયે તેઓએ સ્વામીજીને પણ મંદિરે બોલાવ્યા. નગર બહારના એક ઉજ્જડ સ્થળે આવેલા મંદિરમાં ભયાનક દેવીની-પ્રતિમા ઉભી છે, પાસે ઉઘાડી તલવારે એક કાળભૈરવ શો' પૂજારી ઉભો છે. મદ્ય માંસની સામગ્રી પણ તૈયાર છે. સન્મુખ અશ્લીલ નૃત્ય-લીલા ચાલે છે. સ્વામીજી પામી ગયા કે આ તો શાક્તધર્મીનો અખાડો !

પૂજારી સ્વામીજીને કહે છે કે "દેવીને નમન કરો!"

સ્વામીજી કહે "આ જન્મે તો એ નહિ બને."

"એ....મ!" કહી પૂજારી ધસ્યો. સ્વામીજીની બોચી પકડી શિર નમાવવા મથ્યો. ચકિત બનેલા સ્વામી ઉંચે જુવે તો ચોમેર ઉઘાડી તલવાર વાળા નર-પિશાચો ઉભા છે. તલવાર ચલાવે તેટલી જ વાર છે.

સ્વામીજીએ છલંગ મારી. પૂજારીના હાથમાંથી તલવાર ઝુંટવી લીધી. ડાબા હાથનો ધક્કો મારીને પૂજારીને દિવાલ સાથે અફળાવ્યો, તલવાર વીંઝતા વીંઝતા મંદિરના ચોગાનમાં જઇ પડયા. જુવે તો ત્યાં પણ

કુહાડા અને છરા ઉગામીને ટોળું ઉભું છે. બારણા ઉપર તાળું મારેલું છે. ભીંતને અને સ્વામીજીને અઢી આંગળનું અંતર છે. કેસરીસિંહ કુદે તેમ સ્વામીજી કુદ્યા. દિવાલ પર પહોંચ્યા. બહાર ભૂસ્કો માર્યો. એક રાત ને એક દિવસ આજુબાજુના ગીચ જંગલમાં છુપાઈ રહ્યા. બીજી રાત્રિયે પોબાર ગણી ગયા.

૧૦

એકવાર છ સાત અલમસ્ત મિત્રોએ જઈને સ્વામીજીને કહ્યું 'મહારાજ, આજ તો આપના પગ દબાવવાના ભાવ થાય છે.'

સ્વામીજી સમજી ગયા. છોકરાઓ મારૂં શરીર–બળ માપવા માગે છે! બોલ્યા "પગ તો પછી દાબજો, પ્રથમ તો તમે બધા ભેળા મળીને મારા આ પગને ભોંય પરથી જરા ઉઠાવી જુઓ!"

સ્વામીજીએ પગ પસાર્યો. સાત આઠ યુવકો મંડ્યા જોર કરવા. પરસેવે નીતરી ગયા. પણ પગ ન ચસક્યો.

૧૧

"મહારાજ!" રાવળપીંડીના સરદાર વિક્રમસિંહજીએ કટાક્ષ કીધો, "આપ કહો છો કે શાસ્ત્રોમાં બ્રહ્મચર્યનો બહુ મહિમા ગાયેલ છે. આપ પોતે પણ આપને અખંડ બ્રહ્મચારી કહેવરાવો છો; છતાં આપના દેહમાં એ વજ્રકછોટાનો એવો કશો પ્રતાપ અમે તો ભાળતા નથી!'

મહર્ષિજીએ તે વખતે તો એ સમસ્યાનો કશો ઉત્તર ન દીધો. એમનું રૂંવાડું યે ન ફરક્યું. લાંબી

વાર સુધી સરદાર સાહેબની સાથે પોતે વાર્તાલાપ ચલાવ્યો. પછી જ્યારે નમસ્કાર કરીને સરદાર પોતાની ઘોડાગાડીમાં બેસી ગયા. ત્યારે મહર્ષિજીએ છાનામાના જઈને પાછળથી ગાડીને પકડી લીધી.

ડુંગર જેવડા ઘોડા ચસકતા નથી! સરદાર ચાબૂક લગાવે છે. ફરી ફરી ચાબૂકના પ્રહાર કરે છે. પણ ઉછળી ઉછળીને ઘોડા થંભી જાય છે. ગાડી જાણે કે ધરતીની સાથે જડાઇ ગઇ છે. સરદાર જ્યાં પાછળ નજર કરે ત્યાં હનુમાનજતિ શા' સ્વામીજીને હસતા જોયા. ગાડી છોડી દઈને સ્વામીજીએ કહ્યું "હવે તો સમસ્યા ટળી ને?"

વિસ્મય પામતા સરદાર ચાલ્યા ગયા.

૧૨

"આજે મારી અવસ્થા પચાસ વર્ષ વટાવી ગઈ છે. પરંતુ તમારામાંથી કોઇ પણ માઇનો પૂત હોય તે ચાલ્યો આવે! કાં હું એનો હાથ પકડું ને એ છોડાવી દે; અથવા હું મારો હાથ અક્કડ રાખું તે કોઇ વાળી આપે. ચાલ્યા આવો, હું બ્રહ્મચર્યના પરચા બતાવું."

ગુજરાનવાલાની એ ગંજાવર સભામાંથી એક પણ શીખ બચ્ચો, એક પણ મલ્લરાજ મહર્ષિનો આ પડકાર ઝીલવાની હામ તે દિવસે ભીડી શકયો નહોતો.

મેરઠ નગરમાં મહારાજે શ્રાદ્ધનું ખંડન કરનારૂં એક જાહેર ભાષણ દીધું. તેથી ત્યાંના શ્રાદ્ધ–લોલૂપ લાડુભટ્ટજીઓ ખીજાયા. જે માર્ગથી સ્વામીજી પોતાના ઉતારા

પર જવાના હતા તે માર્ગે ડાંગો લઇ લઇને અલમસ્ત બ્રાહ્મણો ઓડા બાંધી બેસી ગયા. કહેવા લાગ્યા કે "આજ દયાનંદ નીકળે તો જીવતો ન જાય."

સ્વામીજીના પ્રેમીઓને આ વાતની જાણ થઇ. વ્યાખ્યાન પૂરું થયે ભક્તોએ વિનવ્યું કે "મહારાજ! થોડીવાર ઠેરી જાઓ. રસ્તે જોખમ છે."

હસીને સ્વામી બોલ્યા "ના રે ના! એ બાપડા કશું યે કરી શકવાના નથી. હું તદ્દન બેધડક છું. ને વળી મેં એક માણસને અત્યારે સમય આપ્યો છે, એટલે હું રોકાઈ ન શકું."

એમ કહી એજ ગલ્લી વીંધીને મહારાજ પોતાની હંમેશની ગંભીર ગતિથી ચાલ્યા ગયા. ડંડાબાજો એક બીજાનાં મ્હોં સામે જોતા રહ્યા. કોઇએ ઉચ્ચાર સરખો ન કર્યો.

૧૩

"સ્વામીજી! ભલા થઇને જોધપૂર જવાનો વિચાર છોડી દો. એ લોકો આપને ઇજા કરશે."

"મારાં આંગળાંને જલાવીને મશાલ બનાવે તો યે શું? હું જરૂરા જરૂર જઇશ, અને સત્ય સંદેશો આપીશ."

ગયા. પાખંડ ઉપર વજ્ર-પ્રહારો કર્યા. કશી ઇજા વગર પાછા આવ્યા.

*

# વિનોદ-મૂર્તિ

૧

મહર્ષિનો પડાવ જ્યારે કાશીમાં હતો, ત્યારે ત્યાંના પંડિતોએ ઠરાવ કર્યો કે કોઇએ એ પાપીની પાસે ન જવું; એનું મ્હોં પણ ન જોવું!

એક મહામહોપાધ્યાયજીને એવો ગર્વ રહ્યો હતો કે જો મારી સાથે વાદવિવાદ થાય તો હું તો એ દુષ્ટને સીધો કરી નાખું! પરંતુ સ્વામીનું મ્હોં જોવાથી તો પોતાને પાપ લાગે! તેથી એ બાપડા પંડિત સ્વામીજીની પાસે જઇ શકતા નહિ. આખરે મ્હોં જોવું જ ન પડે અને વિવાદ થઈ શકે તેવી યુક્તિ એમને એકાએક સુઝી ગઇ: યુક્તિ એ કે પંડિતજી ચર્ચાનું આહ્વાન દેવા લાગ્યા. એણે શર્ત મુકી કે 'હું આ છરી લાવ્યો છું. આપણામાંથી શાસ્ત્રાર્થમાં જે હારે તેનાં નાક કાન એ વડે કાપી નાખવાં.'

હસીને સ્વામીજી બોલ્યા, 'પંડિતજી, મારી પણ એક શર્ત છે: આ ચપ્પુ પણ રાખીએ. આપણામાંથી જે હારે તેની જીભ પણ ચપ્પુ વડે કાપી લેવી. કેમકે

નાક કાન તો બિચારાં આ વાતમાં નિર્દોષ છે. વાદવિ-વાદમાં જે કાંઈ દોષ થશે તે તો જીભનો જ થશે !'

ઝંખવાણા પડીને પંડિત પાછા વળ્યા.

છપરા ગામના પંડિતો પણ સ્વામીજીની સામે ઉઠયા અને જગન્નાથ નામના એક પ્રસિદ્ધ પંડિતની સહાય લેવા ગયા. પંડિત બોલ્યા "હું તો ઘણો યે દયાનંદનો સામનો કરવા તૈયાર છું, પણ મારે એ દુષ્ટનું મ્હોં જોવાથી પ્રાયશ્ચિત્ત કરવું પડે એજ મોટી પીડા છે ને!"

આ સમાચાર જાણીને સ્વામીજી હસતા હસતા બોલ્યા "અરે ભાઈ એવું હોય તો મારા પાપી મ્હોં પર પડદો ઢાંકી દેજો, પણ એને જરૂર આંહી તેડી જ લાવજો."

૨

સિંહાસન ઉપર બેસીને સ્વામીજી ઉપદેશ દેતા અને ઉપદેશ પૂરો થયે કોઈને પ્રશ્ન પૂછવા હોય તો તેને બેસવા માટે પોતાની સન્મુખ ખુરશી મુકાવતા. એક દિવસ એક પંડિત કહેવા લાગ્યો કે 'અમને નીચું આસન શા માટે આપો છો? તમારા આસન જેટલીજ ઉંચી ખુરસી અમને પણ મળવી જાઇએ.'

સ્વામીજીએ હસીને કહ્યું ' ભાઇ, હું તો વ્યાખ્યાન દેવાની સુગમતા ખાતર જ ઉંચે બેસણે બેસું છું. છતાં યે જો આપને અપમાન લાગતું હોય તો સુખેથી એ ખુરશીને મેજ ઉપર ચડાવી, મારા કરતા યે ઉંચેરા બની આપ બેસી શકો છો. બાકી તો શું કોઇ ચક્રવર્તી રાજાના મુગટ ઉપર બેસનારી

માખી અથવા મચ્છર કાંઇ ઉંચાં બની જતાં હશે? આસનની ઉંચાઈ નીચાઇ વિચારવાં આપને ન શોભે.'

૩

અલીગઢમાં એક દિવસ એક પંડિત મંદિરના ચબૂતરા ઉપર બેસીને સ્વામીજીની સાથે શાસ્ત્રાર્થ કરવા મંડયો. સ્વામીજીના કરતાં યે ઉંચા બેસણાનો આ ઘમંડ બીજા સજ્જનોથી ન સહેવાયો. પંડિતને તેઓ સભ્યતાની રીતે સમજાવવા લાગ્યા. પણ હઠીલો પંડિત પલળ્યો નહીં. સ્વામીજીએ પ્રસન્ન વાણીમાં લોકોને કહ્યું કે "શા સારૂ એ બિચારા જીવને સતાવો છો? એમાં કશી હાની નથી. ભલેને એ પંડિત ઉંચે આસને બેઠા. ઉંચા આસનથી જ કંઇ કોઈને મહત્તા મળી જતી નથી. એમ તો જુવોને, પેલો કાગડો તો પંડિતજીના કરતાં યે ઉંચેરા પેલા ઝાડની ડાળીએ બેઠો છે!"

સાંભળીને પંડિત મહાશય નીચે પધાર્યા.

૪

દાનાપુર શહેરમાં મુસલમાનોએ સ્વામીજીના આંદોલન ઉપર કોપ-દષ્ટિ કરવા માંડી છે. ભક્તોએ કહ્યું, "મહારાજ, એ લોકોની વિરૂદ્ધ આપ કાંઇ ન બોલશો. વાતવાતમાં તેઓ લડવા ખડા થઇ જાય છે." તે વખતે તો સ્વામીજી કાંઇ ન બોલ્યા, પણ સાંજરે ભર સભામાં તેમણે ઉચ્ચાર્યું કે:

"છોકરાઓ મને કહે છે કે મુસલમાન મતનું ખંડન ન કરો. પણ હું સત્યને શી રીતે છુપાવું? વળી જ્યારે મુસલ-

માનોનું પરિબલ ચાલતું હતું ત્યારે તેઓએ તો આપણું ખંડન ખડગથી કર્યું હતું. છતાં આશ્ચર્યની વાત છે કે આજે મને તો શબ્દોથી યે ખંડન કરવાની મના થઇ રહી છે!"

૫

"સ્વામીજી!" એક કૃષ્ણભકત ચપટી ધૂળ લઇને આવ્યો, "સ્વામીજી! કૃષ્ણ ભગવાને બાળપણમાં માટી ખાધી હતી, એટલે હું એ બાળ-લીલાની આ પ્રસાદી આપને ચખાડવા આવ્યો છું."

હાજરજવાબી સ્વામીજી બોલ્યા "ભોળા ભાઇ, છોકરાં તો માટી ખાય! કૃષ્ણે પણ નાનપણમાં ખાધી હશે. પણ એટલા માટે આપણાથી-ઉમર લાયક મનુષ્યોથી તે એવી નાદાની થાય ખરી?"

૬

મધપૂડાને મધમાખીઓ વળગે તેમ દિલ્હીમાં સ્વામીજીની ચોગરદમ મનુષ્યોની ગિરદી વીંટળાવા લાગી. મૂર્તિપૂજાના ખંડનથી ખુશી થનારા ઇસ્લામીઓ પણ દોડયા આવ્યા. પણ સ્વામીજી તેઓના અજ્ઞાનને ઓળખતા હતા. એક મુસ્લીમ સજ્જને આવીને કહ્યું "આપ હિન્દુઓની મૂર્તિ-પૂજાનું ખંડન કરો છો એ બહુ સારૂં કાર્ય છે. અમારા મજહબને અનુકૂળ જ થઈ રહ્યું છે."

"ભાઇ, તમે ભૂલો છો" સ્વામીજીએ જવાબ વાળ્યો; "હું તો તમામ મૂર્તિ-પૂજાનું ખંડન કરૂં છું; અને

ઇસ્લામને ય મૂર્તિ-પૂજા ક્યાં નથી? હિન્દુઓની પ્રતિમા તો ચાર આંગળથી માંડીને બહુ તો એક હાથ જેટલી ઉંચી હોય છે. એને તો હરકોઇ પ્રકારે હટાવી શકશે. પરંતુ મુસલમાનોની મૂર્તિઓ તો કબર, હજીરા અને મિનારાને સ્વરૂપે મોટાં મોટાં મકાનો જેવડી ઉભી છે. એટલે ખરી મુશ્કેલી તો એ તમારી મૂર્તિ-પૂજાને હટાવવામાં જ પડે છે!"

ચકોર મુસલમાન આ શબ્દોના આંતરિક મર્મને સમજી ગયો. ચુપ બન્યો.



# સ્વમાન-પ્રેમી

## ૧

જમાલપુર જંકશનના ચોગાનની અંદર સ્વામીજી એક વાર ગાડીની રાહ જોતા જોતા ટેલી રહ્યા છે. એક અંગ્રેજ એન્જીનિયર પણ પોતાની પત્ની સહિત ત્યાં ઉભો છે. આ કૌપીનધારી સાધુને પોતાની સમક્ષ નિર્લજ્જપણે ટેલતો દેખીને મડમ સાહેબને ગુસ્સો ચડયો. તેના ગોરા ભરથારે સ્ટેશન માસ્તરને આજ્ઞા કરી કે 'આ નાગડાને અમારી નજર બહાર હટાવો.'

સ્ટેશન માસ્તર તો મહર્ષિને ઓળખતો હતો. એણે આવીને સ્વામીજીને યુક્તિપૂર્વક વિનવ્યા કે 'મહારાજ, ગાડીને હજુ વાર છે. આપ પેલી બાજુ આવીને ખુરશી પર જરા આરામ કરશો?'

સ્વામીજી સમજી ગયા; બોલ્યા કે 'જેણે આપને મારી પાસે મોકલ્યા છે તેમને જઈને કહો કે અમે તો એ યુગના મનુષ્ય છીએ, કે જે યુગમાં તમારા દાદા આદમ અને દાદી હાવાં, એડનના બગીચામાં તદ્દન નગ્ન શરીરે રઝળવામાં જરા યે લજ્જા નહોતાં પામતાં!'

આટલું કહીને સ્વામીજીએ તો લટાર મારવાનું ચાલુ જ રાખ્યું. પછી જ્યારે પેલા ગોરા એન્જીનિયરને સ્વામીજીના નામની ખબર પડી, ત્યારે તો એણે તત્કાળ સ્વામીજીની પાસે આવીને વિનયથી વંદન કરી ભાવભર્યા શબ્દો ઉચ્ચાર્યા કે 'આપશ્રીનાં દર્શનની ઘણા કાળની ઉમેદ આજે તૃપ્ત થઇ !'

૨

આગ્રામાં ખ્રીસ્તી ધર્મના બિશપની સાથે સ્વામીજીને ચર્ચાના પ્રસંગો પડેલા હતા. ઉદાર દિલના મહર્ષિ એક વખત ખ્રીસ્તીનું દેવળ જોવા ગયા. અંદર દાખલ થાય છે ત્યાં દરવાજે ઉભેલા ખ્રીસ્તીએ કહ્યું 'મહારાજ, પાઘડી ઉતારીને પ્રવેશ કરો.'

સ્વામીજીએ થંભીને ઉત્તર દીધો 'અમારા દેશની રીતિ પ્રમાણે તો માથા પર પાઘડી બાંધીને જવું એ જ સભ્યતાનું ચિહ્ન છે. એટલે મારા દેશથી સભ્યતા વિરૂદ્ધ હું નહિ વર્તું. હા, આપ કહો તો જોડા ઉતારી નાંખું.'

ખ્રીસ્તીએ કહ્યું, 'ત્યારે તો બંને ઉતારી નાખો.'

સ્વામીજી દરવાજેથી જ પાછા ફરી ગયા. સ્વમાનનો ભંગ એ સાંભળીને એમને માટે તો જીવતું મોત હતું.

૩

જયપૂર રાજ્યના એક મોટા અધિકારીને એક સજ્જને કહ્યું કે "ચાલો સ્વામીનાં દર્શન કરવા."

પેલા અધિકારીએ જવાબ દીધો કે "તમે તો દર્શનનું કહો છો, પણ હું જો મારૂં ચાલે તો એને કૂતરાને મ્હોંયે ફાડી ખવરાવું !"

શ્રાદ્ધ અને મૂર્તિપૂજાના ખંડનથી જયપુર-નરેશ પોતે પણ સ્વામીજી ઉપર કોચવાયા. સ્વામીજીને માથે રાજ-રોષનું ચક્કર ફરવા લાગ્યું.

ઠાકુર લક્ષ્મણસિંહજી નામના ભાવિક ક્ષત્રિયે જયપૂર રાજના કચવાટની વાત જાણ્યા પછી મહર્ષિજીને વિનવ્યા કે "આવી હાલતમાં આપને આંહી રહેવું ઉચિત નથી. આપના શિર પર જોખમ ભમે છે."

સ્વામીજી બોલ્યા "ઠાકોર ! મારે માટે મા ડરો. પણ આપને પોતાનેજ જો જયપર-પતિની નારાજીનો ડર હોય તો સુખેથી આપ મારી કને આવવું બંધ કરી શકો છો. આપ રાજના તાબેદાર છો. પણ હું તો કોઈ માનવીનો નોકર નથી. મારા આત્માને તો કોઇ મનુષ્ય છીનવી શકવાનોજ નથી. તો પછી મારી કને બીજી એવી કઇ વસ્તુ છે કે જે છીનવાઈ જવાનો મને ડર હોઇ શકે ?"

૪

લાહોરમાં નવાબ નિવાજિશ અલ્લીખાંનની કોઠીમાં જ મહારાજનો ઉતારો હતો. ત્યાં જ બેસીને મહારાજે લોકો સમક્ષ મુસલમાન મતની વિવેચના ચલાવી. નવાબ પોતે પણ એ વ્યાખ્યાનમાં આવી ચડયા. વ્યાખ્યાન થઈ રહ્યા બાદ એક સજ્જને સ્વામીને કહ્યું "આપને કોઈ હિન્દુ, મુસલમાન કે ખ્રીસ્તી પણ ઉતારવાનું મકાન

દેતો નથી. ઉપકાર માનો નવાબ સાહેબનો કે એણે ઉતારો દીધો. છતાં ઉલટું આપે તો એને દુઃખ લાગે તેવી રીતે એના જ છાંયડા તળે મુસ્લીમ પંથની ચર્ચા કરી. નવાબ સાહેબ પણ એ સાંભળી રહ્યા હતા!"

સ્વામીજી બોલ્યા "ભાઈ, હું તો આંહી કાંઈ મુસલમાન ધર્મની કે બીજા કોઈ ધર્મની યશગાથાઓ ગાવા નથી આવ્યો; હું તો આવ્યો છું વેદ ધર્મનો ખુલ્લો પ્રચાર કરવા. અને નવાબને ભાવ્યા પછી તો ઉલ્ટો હું જાણી બુઝીને જ આર્ય ધર્મની મહત્તા સમજાવી રહ્યો હતો. એનો મને શો ડર છે? એક નારાયણ સિવાય મને બીજા કોઇની ધાસ્તી નથી."

૫

એક દિવસ સ્વામીજીના રસોયાનો કાકો મહેમાન આવ્યો. એ પોતાના ભત્રિજાને ભંભેરવા લાગ્યો કે "તારો સ્વામી જમી રહ્યા બાદ જમવું પડતું હશે. એ રીતે તો રસોઇ અજીઠી બની ગઇ ગણાય. માટે હવેથી તું સ્વામીજીને ચોકાની બહાર બેસાડીને ભોજન દેતો જાજે."

ત્યાં તો સ્નાન કરીને સ્વામીજી આવી પહોંચ્યા. આવીને પોતાની મેળે જ ચોકાની બહાર બેસી ગયા. બહાર જ થાળી મંગાવી.

રસોયો પૂછે છે "મહારાજ, બહાર કેમ બેઠા?"

"ભાઇ, તને અને તારા કાકાને તો ન્યાત બહાર મૂકાવાનો ભય છે. પણ હું તો હર કોઇ ઠેકાણે ભોજન

પામી શકીશ. મને કશો ડર નથી. તેમને હું શા માટે નાહક જોખમમાં ઉતારૂં !”

રસોયો તાજ્જુબ બન્યો. સ્વામીજીએ વાત શી રીતે જાણી લીધી ! ન સમજી શકાયું.





# ચમકારા

૧

વિદ્યાર્થીઓને સાથે લઈને ઘુમતા ઘુમતા સ્વામીજી કાસગંજમાં આવ્યા. પોતે જ્યાં હોય ત્યાં હમેશાં પોતાની પહેલી દૃષ્ટિ એ બટુકોનાં જ સુખ સાધન પર પૂરી વળતી. આ વખતે પોતે જોયું કે બટુકોને સૂવાની જગ્યા પર પવનને રોકવાની પૂરી સગવડ નથી. એટલે ત્યાં એક દિવાલ ખડી કરવાનું સેવકોને પોતે કહી દીધું. પણ મજુરો ન મળવાથી દિવાલ ચણાઈ નહિ. ફરી પોતે કહ્યું કે "કાંઈ નહિ. ઘાસનું વાછડીયું કરીને ભીડાવી દો ને!" પણ પોતે જોયું કે સેવકોને વાછડીયું બનાવતાં યે આવડતું નથી. તુર્ત પોતે સ્વહસ્તે એ વાછડીયું બનાવવા મંડી પડ્યા અને એની કારીગીરી સેવકોને સમજાવી દીધી. પોતે કશું અસાધારણ નિરભિમાન બતાવી દેતા હોય કે શિષ્યોને ટોણો મારતા હોય એવો લગારે દેખાવ ન થવા દીધો.

૨

ફરૂકાબાદના મેજીસ્ટ્રેટ સ્કોટ સાહેબને મહર્ષિજી ઉપર ભારી મમતા જામી. વ્યાખ્યાનો કદિ ચૂકે નહિ. અને વ્યાખ્યાન બંધ હોય તે દિવસ દર્શન ભૂલે નહિ.

ફરૂકાબાદની બજારમાં એક સડક પહોળી થઈ રહી હતી. સડકને કાંઠે એક મઢી હતી. એ મઢીમાં લોકો હંમેશાં ધૂપ દીવો કરતા હતા. અંધશ્રદ્ધાળુ આર્યસમાજીએ આવીને સ્વામીજીને સૂચવ્યું કે "મહારાજ, સ્કોટ સાહેબ આપને અત્યંત આધીન બની ગયા છે. એમને લગાર ઇસારો કરો તો લોકોના વ્હેમોને નહાક પોષી રહેલી આ મઢીને સ્હેલાઇથી ઉખેડી શકાશે."

સ્વામીજીએ કોચવાઇને ઉત્તર વાળ્યો: "બંધુ, આવી ઉંધી મોપાટ મને કાં લેવરાવો ? એ તો નીચતાનો રસ્તો કહેવાય. મુસલમાન બાદશાહોએ સેંકડો મંદિરોને મૂર્તિઓ સાથે જમીનદોસ્ત કરી નાખ્યાં, તો યે તેઓ મૂર્તિ–પૂજાને અટકાવી નથી શકયા એ વાત કાં ભૂલી જાઓ ! આપણું કામ તો ભાઇ, મનુષ્યોના હૃદય–મંદિરોમાંની મૂર્તિઓને હટાવવાનું છે, ઈંટ પત્થરનાં દેવાલયો તોડવાનું નહિ."

૩

મુરાદાબાદના પાદરી પાર્કર સાહેબે મહર્ષિજી સાથે પંદર દિવસ સુધી ધર્મ–ચર્ચા ચલાવી. છેલ્લો સવાલ એ હતો કે "સૃષ્ટિ સરજાઇ કયારે ?"

પાદરી સાહેબ કહે "પાંચ હજાર વર્ષો પૂર્વે."

બાજુના ખંડમાંથી એક બિલોરી પત્થર લાવીને મહારાજે શ્રોતાઓની સન્મુખ ધર્યો. બ્રીટીશ ઇન્ડીઅન એસોશીઅનના સભાસદો બેઠા હતા તેમને સ્વામીજીએ પૂછ્યું "આપ તો ભૂસ્તર વિદ્યાના પારગામી છો. કૃપા કરીને કહો જોઉં, આ પત્થરને આ દશાએ પહોંચતાં કેટલો કાળ લાગ્યો હશે ?

"એક લાખ વર્ષો." વિદ્વાન ગોરાઓએ ઉત્તર દીધો.

"તો હવે બોલો પાદરી મહાશય, સૃષ્ટિ સરજાયે પાંચ જ હજાર વર્ષો થયાં હોય તો આ પત્થર કયાંથી આવી પડયો ?"

પાદરીના જીભના લોચા વળવા મંડયા.

સર સૈયદ અહમદ નામના ખાનદાન, જ્ઞાન–પિપાસુ મુસ્લીમ સજ્જને એક વાર સ્વામીજીને પ્રશ્ન કર્યો "મહારાજ, બીજી વાતો તો ઠીક, પરંતુ થોડાએક હવનથી આખી હવા પવિત્ર બની જાય, એ વાતનો ઘુંટડો મારે ગળે નથી ઉતરતો."

સ્વામીજીએ સામો સવાલ કર્યો "સૈયદ મહાશય, આપને ઘેર રોજ કેટલાં માણસોની રસોઇ રંધાય છે ?"

"પચાસથી સાઠની."

"એટલાને માટે રોજ કેટલી દાળ ઓરો છો ?"

"છ સાત શેર."

"એટલી દાળમાં હીંગ કેટલી નાખો છો?"

"બહુ તો રૂપીઆ ભાર."

"એમ કેમ? એટલી થોડી હીંગ આટલી બધી દાળને શી રીતે સુવાસિત કરી શકે?"

"બેશક, એ તો કરે છે જ."

"તો પછી, ખાં સાહેબ, થોડીએક હીંગની માફક થોડાએક હવન પણ ઘણી મોટી હવાને શુદ્ધ કેમ ન કરી શકે!"

મુરલીએ કાન પકડીને કબૂલ કરી લીધું.



# અશ્રુધારા

૧

એક દિવસ સાંજરે ગંગાના તટ ઉપર બેસીને સ્વામીજી સૂર્યાસ્ત જોતા હતા. તે વખતે એક મરેલા બાળકને લઈને એક સ્ત્રી કિનારે આવી. પોતાના બચ્ચાના મૃતદેહને હાથમાં ઉપાડીને એ બાઈએ પાણીમાં પ્રવેશ કર્યો. થોડા ઉંડા પાણીમાં જઈને એણે એ શબ ઉપર લપેટેલું કપડું ઉતારી લીધું અને 'હાય ! હાય !' એવા આર્તનાદ કરતાં કરતાં એણે શબને પ્રવાહમાં વ્હેતું મેલ્યું.

સ્વામીજીએ જોયું કે એ ખાંપણના ટુકડાને ધોઈ, સુકાવીને રડતી રડતી એ માતા ઘેર ઉપાડી જાય છે. આ દેખાવ જોઇને એમનું હૃદય ચીરાઇ ગયું. એમણે વિચાર્યું કે અરેરે ! દેશની શું આટલી ગરીબી, કે આ જનેતાએ પોતાના કલેજાના ટુકડા સરખા પેલા પ્યારા બાળકને તો નદીમાં ફેંકી દીધું, છતાં વસ્ત્રનો ટુકડો ન જવા દીધો ! ગરીબીનો આથી વધુ સજ્જડ પૂરાવો બીજો કયો હોઈ શકે ?

તેજ પળે એમણે પ્રતિજ્ઞા કરી કે આ ગરીબોની ભાષામાં જ મારા જ્ઞાનનો પ્રચાર કરી એમનાં દુઃખો ફેડવાના ઇલાજો ઉપજાવીશ.

૨

ભાગલપુરમાં મુકામ હતો તે વેળા એક રાત્રિયે સ્વામીજીએ ભોજન ન લીધું. ભોજન મોકલનાર ભકતે કારણુ પૂછતાં જવાબ મળ્યો કે 'ભાઇ ! ભોજન આજે ભાવે તેમ નથી. અહીં મેળામાં આવનારા લોકો પંડાઓને પોતાની દીકરીઓ સુદ્ધાંનાં પણુ દાન કરે, એટલું બધું અજ્ઞાન આ દેશમાં પ્રવર્તેલું જોઇને મને ધાનનો કોળીઓ ઝેર જેવો લાગે છે!'

એવા અંધકારવાળી અજ્ઞાન રાત્રિમાં આ દેશ ફસાએલો હતો અને એવાં અંધારાં ભેદીને દયાનંદને પોતાનો જીવન–પંથ કાપવાનો હતો.

૩

ગામડાંનાં લોક આવી વિનવવા લાગ્યાં "મહારાજ, નગરવાસીઓ તો ઉત્તમ પદાર્થો વડે આપનાં સ્વાગત કરે છે. અમ કિસાનોની પાસે તો એવા ફળ મેવા કયાંથી હોય ? એક વાર પધારો તો પોંક ખવરાવીએ."

સ્વામીજી બોલ્યા "ભાઇ, ધનવાન અને નિર્ધન વચ્ચે મારી દૃષ્ટિએ કદિ ભેદ દીઠા નથી. ઉલટાનો તમારો પોંક મને વધુ મીઠો લાગશે. આજ તો નહિ, કાલે આવીશ."

કિસાનો રથ જોડીને આવ્યા. પણુ સ્વામીજી રથમાં ન બેઠા. પગપાળા જ ચાલ્યા. રસ્તે એટલી ઝડપથી ચાલતા

કે કિસાનો પાછળ રહી જતા. માર્ગે પોતે સાદી વાણીમાં ઉપદેશ આપતા આવે છે કે "બાળ વિવાહ ન કરો. જેમ કાચા લણેલા મોલ એળે જાય છે તેમ કાચી ઉમ્મરે પરણાવેલાં સંતાનો પણ વ્હેલાં નાશ પામે છે."

વડલાને છાંયડે સ્વામીજી ભોંય ઉપરજ બેસી ગયા. લોકો વીંટળાઇ વળ્યા. મીઠાશથી પોંક ખાધો. કિસાનો કહે "મહારાજ, અમ જેવાં કંગાલો પર મ્હેર કીધી."

"ભાઇ, તમે કંગાલ શાના ? તમે તો પરિશ્રમી છો. તમારી આજીવીકા નિર્દોષ છે. તમે જ પરસેવો રેડીને ઉગાડેલ અનાજ ઉપર રાય ને રંક સહુ ગુજારો કરી રહ્યા છે."

૪

ફરૂકાબાદમાં જ્ઞાન–ચર્ચા ચાલી રહી છે. એવે એક સ્ત્રી પોતાના મરેલા બાળકને મેલા, ફાટેલા વસ્ત્રો લપેટીને દાટવા લઇ જાય છે. સ્વામીજીએ પૂછ્યું "માતા! મૃત્યુનું યે આટલું અપમાન ! તારા પ્રાણ સરખું બાળક મરી ગયું અને તારે ગળેથી એક સ્વચ્છ, સફેદ વસ્ત્રનો ટુકડો યે ન છૂટયો ! "

સ્ત્રી રડી પડી. બોલી "ટુકડો ક્યાંથી કાઢું? પૈસા નથી."

સાંભળીને સ્વામીજીની આંખોમાંથી પણ દડ દડ આંસુની ધારા ચાલી.

*

# મૃત્યુંજય

## ૧

" ઝેર દઇને કે હથીઆર ચલાવીને જો કોઇ મને નહિ મારી નાખે, તો આ મારો દેહ મનુષ્યની આવરદાની છેલ્લામાં છેલ્લી અવધિ સુધી જીવતો રહેશે; લગારે કરમાશે નહિ; ઢીલો પણ પડશે નહિ. "

મૃત્યુ સામેનો આ પડકાર સાઠ વર્ષની ઉમ્મરે મહર્ષિજીએ જોધપૂર નગરમાં ઉચ્ચાર્યો.

રાવ રાજા તેજસિંહ જેવા જોરાવર સેવકો કોઇવાર સ્વામીજીના પગ ચાંપવા બેસતા અને એ પગની પીંડીઓમાં આંગળી દાબવા મથતા. પણ એ પીંડીઓના લોખંડી ગઠ્ઠાઓ ઉલ્ટા તેઓની આંગળીઓને સમસમાવી મૂકતા. મૃત્યુ ભોંઠું પડીને પાછું વળી જાય એવો એ પહાડી દેહ આર્ય ધર્મના અમર સ્થંભ સરખો ઉભો હતો. પરંતુ વિધાતા તે વખતે રડી રહ્યો હશે !

ત્રણ ત્રણ વાર રૂબરૂ આવીને જોધપુર–નરેશ જશવંતસિંહજીએ સ્વામીજીને પોતાના દરબારમાં પગલાં કરવા

વિનવ્યા. એ વિનવણીને વશ થઇ એક દિવસ સ્વામીજી દરબારમાં ગયા. દાખલ થાય છે તો રાજાજીની પાસે વારાંગના 'નન્ની જાન'ને બેઠેલી ભાળી. સ્વામીજીને આવતા દેખીને તુર્ત જશવંતસિંહજીએ ઇશારત કરી. નન્નીજાન પાલખીમાં પેસી ગઇ. ઝપાટાભેર પાલખી દરબારગઢમાંથી અલોપ થઈ ગઇ.

સ્વામીજીએ એને જોઈ લીધી. એમનું હૃદય વીંધાવા લાગ્યું. લગારે થડક્યા વગર એ નિર્ભય યોગીએ ફિટકારનો ધોધ વ્હેતો કર્યો કે " જોધાણનાથની આ દશા ? રાજન્ ! કેસરીસિંહની ગુફામાં કૂતરીઓ દાખલ થઇ શકે ? અને એ વેશ્યાઓને પેટે જન્મેલી રાજ–પુત્રીઓ પણ ધંધો કયો કરવાની ? વેશ્યાનો ! પોતાના જ વીર્યના સંતાનને વારાંગના બનાવવા રાજી હોય એવો કોઈ માનવી હશે ? જોધપૂરના ધણી ! આપને આ ન છાજે. છોડી દો. છોડી દો. "

પીડાતે હૃદયે સ્વામીજી ચાલ્યા ગયા. તે દિવસ સાંજરે ભરી સભામાં પોતે બોલ્યા કે " આપણા દેશના મોટા પુરૂષોનું સત્યાનાશ તો ક્યારનું યે વળી ગયું હોત. પરંતુ તેઓના પાપના માચડા તો તેઓના ઘરમાં રહેલી પેલી જોગમાયા જેવી પત્નીઓના પતિવ્રતને લીધે જ હજુ ટકી રહ્યા છે. કુલવંતી એ આર્ય સતીઓએ જ પોતાના ચર્મ વડે પાપી ભરથારોની રક્ષા કરી છે. "

૨

મહારાજા પ્રતાપસિંહજીને સ્વામીજીએ નીચે પ્રમાણે પત્ર લખ્યો:

માન્યવર શૂરવીર મહારાજા શ્રી પ્રતાપસિંહજી ! આનંદિત રહો. આ પત્ર બાપુને પણ વંચાવજો.

મને બહુ જ શોક થાય છે કે જોધપૂરાધીશ અત્યારે આળસ વગેરે વિલાસમાં ગરક છે અને આપ તથા બાપુ પણ બિમાર જ રહો છો. આ રાજ્યમાં સોળ લાખથી વિશેષ વસ્તી છે. એના રક્ષણ અને કલ્યાણનો મોટો બોજો આપ સહુ ઉઠાવી રહ્યા છો. એનો સુધારો બગાડો પણ આપ ત્રણ જણા ઉપર જ ટકી રહ્યો છે. છતાં આપ ત્રણે જણા શરીરની રક્ષા પ્રત્યે બહુ જ ઓછું ધ્યાન આપો છો એ કેટલું શોચનીય !

હું માગું છું કે મારા કહ્યા મુજબ આપ આપની દિનચર્યા સુધારી લો, કે જેથી માત્ર મારવાડના જ નહિ, પણ આખા આર્યાવર્તના કલ્યાણમાં આપની કીર્તિ બોલાય. પછી તો જેવી આપની મરજી !

લી૦

આશ્વિન વદી ત્રીજ ૧૯૪૦. દયાનંદ સરસ્વતી.

એક બાજુ આ પત્ર લખાઇ રહ્યો છે. બીજી બાજુ સાપણી પોતાની દાઢમાં ઝેર ભરી રહી છે. નન્નીજાનના મનસૂબામાં સ્વામીજીનો કાળ રમવા લાગ્યો છે. એ સમજતી હતી કે સ્વામીએ ભલભલેરાઓને પણ વેશ્યાના સંગ ત્યજાવ્યા છે. મહર્ષિને એણે પોતાનો જમદૂત જાણ્યો. એના હૃદય–અંધકારમાં કાવતરૂં શરૂ થઈ ચૂક્યું.

જોધપૂર આવ્યાંને પાંચમો જ મહિનો જાય છે. ત્યાં સ્વામીજીનો વફાદાર સેવક કલ્લૂ પાંચસો છસો રૂપિયાનું

દ્રવ્ય ચોરીને અલોપ થાય છે. જોધપૂરમાં જાણ થઈ. મહારાજા જશવંતસિંહજીની આજ્ઞા છૂટી કે ચોરને પાતાળમાંથી પણ પકડી આણો. પરંતુ એ ન પકડાયો. ડંખ દઈને કાળો વીંછી સરકી જાય તેમ એ સરકી ગયો. એને મારવાડના પહાડોની કે માર્ગોની લગારે પિછાન નહોતી. છતાં એ શી રીતે–ક્યાં છુપાયો ! સ્વામીજીને સંદેહ ગયો. કાવતરાનો પહેલો દાવ પોબાર ! બીજો દાવ રમાય છે.

સંવત ૧૯૪૦ના આસો વદી ચૌદશની રાત્રિયે સ્વામીજીએ પોતાના રસોયા પાસેથી દૂધ લઈને પીધું. પોઢી ગયા. જરાવાર આંખો મળી. ત્યાં તો પેટમાં વેદના ઉપડી. જાગી ઉઠયા. ત્રણવાર ઉલટી કરી; પણ પાસે સુતેલા સેવકોને ન જગાડયા. પ્રભાતે પોતે ઉઠયા; વેદના ઉપડી. ઉલટી કરી. પણ જીવ મોળો પડવા લાગ્યો. જઠરમાં શૂળા પરોવાવા લાગ્યા. રાજના દાકતર દોડયા આવ્યા; કૈક ઔષધિઓ આપી. પણ કોણ જાણે શા ભેદથી ઉપચારની ઉંધી જ અસર થતી ગઈ. ગળું સુકાવા માંડ્યું. લોહીનાં બિન્દુ યે બિન્દુમાંથી જાણે કે જીવન શોષાતું ગયું, છતાં ન અરેરાટ, ન સીસકાર કે ન ગભરાટ. વ્હાલું વ્હાલાંને ભેટે તેમ જાણે કે યોગી મૃત્યુને આલીંગન લઇ રહ્યો છે. આખરે બહુ દવાઓને પરિણામે એમનો આત્મારામ થોડા દિવસ ટકયો. પણ બિછાનામાં કાળી બળતરા ઉઠતી હતી. પીંજરાના દ્વારમાંથી પ્રાણપંખી પાંખો ફફડાવવા લાગ્યું.

આવી દશામાં સ્વામીજીને આ વિષ–પ્રયોગના કાવતરાની જાણ થઈ. એ મહાજ્યોતને બુઝાવનારા પોતાના રસોયા જગન્નાથને એમણે પોતાની પાસે બોલાવ્યો. જગન્નાથે

અપરાધ કબુલ કર્યો. સ્વામીની ગંભીર મુખમુદ્રાની એક રેખા યે ન બદલી. દયાદ્ર શબ્દે એમણે કહ્યું, ભાઇ જગન્નાથ, મને બીજું કાંઇ નથી, પણ માર જીવનનું કામ અધૂરૂં રહી ગયું. તને ખબર નથી કે તારે હાથે કેટલા બધા જીવોને નુકશાન થયું છે. પણ કાંઇ નહિ, ભાઇ ! લે આ થોડા રૂપિઆ હું તને આપું છું. એ લઇને તું તાબડતોબ આ રાજ્યના સીમાડા છોડી દે. નેપાલમાં જઇને છુપાઇ જા. નહિતર, અહીં જો જરાયે વાત ફુટશે તો તારા લોહીનું બિન્દુ યે બિન્દુ નીચોવી લેશે. જગન્નાથ, ભાઇ જા ! વાર ન લગાડ. મારા તરફથી નિર્ભય રહેજે. હું તારી વાત બહાર નહિ પાડું.”

પંદર વરસ વેશ પલટીને જગન્નાથે ટીબેટમાં કાઢ્યાં, તેના પૂરાવા મળે છે.

ત્રીજે દિવસે સ્વામીજીને પાલખીમાં બેસાડી આબુ-રાજ લઇ જવામાં આવ્યા. જોધાણનાથ પગે ચાલીને વળાવવા આવ્યા. એના હ્રદયમાં ઉંડી દિલગીરી વ્યાપી હતી. વિદાય દેતી વખત એનું હૈયું ભરાઇ આવ્યું, કેમકે ભારતવર્ષની સત્ય-જ્યોતને બુઝાવવાનું પાતક એના રાજદ્વાર પર ચડતું હતું.

સ્વામીજીએ મહારાજાને દિલાસો દીધો, ‘ રાજન, ચિંતા ન કરશો. પ્રભુનાં નિર્માણ મિથ્યા નથી થતાં. ’

સંધ્યા સમયે એમણે જોધપુરના પાદરને છેલ્લા રામરામ કર્યા. આબુમાં એક નિપુણ દાકતરની દવા હાથ બેઠી. દીવ-ડામાં તેલ પુરાવા લાગ્યું. ત્યાં બીજી ફુંક લાગી. સરકારી

તબીબીખાતાનો લાલરંગી હુકમ છૂટયો કે દાકતર લક્ષ્મણદાસે તાબડતોબ અજમેર ચાલ્યા જવું ! દાકતરે રાજીનામું આપ્યું. કોણ જાણે શો સંકેત કામ કરી રહ્યો હતો ! રાજીનામું ના મંજુર થયું. દાક્તર ગયા. સ્વામીજીને પણ અજમેર ઉઠાવી ગયા. પણ પછી તો દાક્તરે હાથ ખંખેરી નાખ્યા.

સાંજ પડતી આવે છે. જીભ પર, મ્હોંમાં, માથામાં અને દેહને રોમે રોમે ફોલ્લા ઉપડયા છે, છતાં સ્વામીજીએ હજામને બોલાવી શિર પર મુંડન કરાવ્યું, નખ ઉતરાવ્યા, એક શિષ્યનો આધાર લઈને પોતે પલોંઠી વાળી બેઠા. પછી અત્યંત વત્સલતા સાથે કહ્યું 'બેટા આત્માનંદ, તારે કાંઈ જોઈયે છે ?'

આત્માનંદજીનાં નેત્રોમાંથી અશ્રુધારા ચાલી. એણે રડતાં રડતાં કહ્યું, 'આપને પ્રભુ આરામ આપે એથી વધીને બીજી કશી ઇચ્છા આ ત્રણે ભુવનમાં મારે નથી રહી.'

મહર્ષિજીએ હાથ લંબાવીને આત્માનંદજીના મસ્તક પર મૂક્યો; બોલ્યા 'બેટા, ગભરાવું નહિ. કર્તવ્યનું પાલન કરતાં સદા આનંદમાં રહેજે. સંસારમાં સંયોગ વિયોગ તો સ્વાભાવિક છે.'

પોતાની સગી જનેતા મરતી હોય ને જેમ ધાવણાં બચ્ચાં રડે તેમ ચેલા રડ્યા. મહર્ષિજીએ બબ્બે રૂપિયા અને બે દુશાલા મંગાવી બંને શિષ્યોને ભેટ દીધા. બંને જણાએ એ વસ્તુઓ પાછી મેલી દીધી. પછી મહર્ષિજીએ તે દિવસનાં વાર તિથિ પૂછયાં. ઓરડાની ચોમેર

નજર કરી લીધી. વેદપાઠ આરંભ્યો. એ સ્વરોના ગુંજનમાં, કંઠમાં કે ઉચ્ચારમાં ક્યાંયે ·નિર્બળતાનો અંશ પણ નહોતો.

વેદના મંત્રો પુરા કરી પુલકિત અંગે સંસ્કૃતમાં પરમાત્માની યશગાથાઓ ઉપાડી સમાધિમાં બેઠા. મુખમંડળ ઉપર પ્રસન્નતાનો ઝળહળાટ·પથરાઇ ગયો. આખરે કમળ શાં નેત્રો ઉઘાડી 'હે દયામય તારી જ ઇચ્છા ? ઓ દેવાધિદેવ તારી જ ઇચ્છા ! વાહ પ્રભુ કેવી તારી લીલા !' એમ ગુંજરવ કરતાં કરતાં, જન્મોજન્મનાં કર્મોને ખાક કરી, સં. ૧૯૪૦ ના કાર્તિક માસની અમાસના રોજ એ આત્માની જ્યોત મહાજ્યોતમાં મળી અને જગત ઉપર સંધ્યાનાં અંધારાં ઉતર્યાં.

*

તુર્તમાં પ્રગટ થશે

પંજાબ-કેસરી

# લાલા લાજપતરાય

ની

જીવન કથા

અંગ્રેજી, ઉર્દુ, હિન્દી વગેરે ભાષા-ઓના લભ્ય પુસ્તકોને આધારે તૈયાર થઇ રહેલી લાલાજીની જીવન-કથા થોડા જ વખતમાં પ્રગટ થશે.

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર
રાણપુર